ભક્ત કવિશ્રી દયારામ સ્મારક સમિતિ ગ્રંથમાળા

# પ્રકાશન યોજના.

આ યોજના અંગે કોઇપણ ભાવિક સજ્જન રૂા. ૧૨૫) એકસો પચીસ ભરવાથી [illegible] સભ્ય થયા બાદ બહાર પડનાર તમામ પ્રકાશનો તેમને વિના મૂલ્યે આપવામાં આવે છે.

વધુમાં આ યોજના અંગે જે પ્રકાશનો બહાર પડશે તે તમામ પ્રકાશનો પડતર કીંમતે જ આપવામાં આવશે; ભક્ત કવિશ્રી દયારામ સ્મારક સમિતિનો ઉદ્દેશ સદર પ્રકાશનોનાં વેચાણમાંથી સંસ્થાના નિભાવ અંગે અન્ય કાંઇ પણ પ્રાપ્તિ કરવાનો નથી; પરંતુ ભાવિક ભક્તોમાં સદર પ્રકાશનોનો ફેલાવો થાય તે જોવાનીજ સમિતિની આતુરતા છે.

ભાવિકોને વિજ્ઞપ્તિ કે આ યોજનાનો લાભ લઇ સમિતિનાં ઉત્સાહને વૃદ્ધિંગત કરે.

અત્યાર સુધી નોંધાયલા આજીવન સભ્યોની નામાવલિઃ—

૧૨૫) શેઠ જમનાદાસ ચુનીલાલ છત્રવાળા.
૧૨૫) સૌ. કાશીબેન જમનાદાસ ચુનીલાલ
૧૨૫) શેઠ ગોવિંદલાલ માણેકલાલ વસાઇવાળા.
૧૨૫) શેઠ મુકુન્દલાલ હીરાલાલની પેઢી.
૧૨૫) બરોડા ઇન્ડસ્ટ્રીઝ લીમીટેડ (બરફનાજ ફેક્ટરી)

# આમુખ.



ભક્ત કવિવર્ય શ્રી દયારામ સ્મારક ગ્રંથમાળાનું આ પ્રથમ પુસ્તક ભાવિક વાચકવૃંદના કરકમલમાં ધરતાં અત્યંત આનંદ થાય છે. સંવત્ ૨૦૦૦ ના ભાદરવા શુદ ૧૧-૧૨ ના દિવસોએ ભક્ત કવિવર્યશ્રી દયારામભાઈની ૧૬૭ મી જયંતિ પ્રસંગે બીજા દિવસના સમારંભમાં ડભોઈ વાસીઓની વિરાટ સભામાં ભક્ત કવિવર્ય શ્રી દયારામભાઈના કાવ્યોના પ્રકાશનની યોજના પસાર થઈ, અને તદનુસાર એકત્ર થયેલી રકમના આશ્રયે આ પ્રકાશન જન્મ પામે છે.

ભક્ત કવિવર્યશ્રી દયારામભાઈના અપ્રસિદ્ધ સાહિત્ય ભંડારના સંગ્રાહકો તેમના વંશજ શિષ્યો સદ્ગત પરમ ભગવદીય જોશીજી શ્રીનાથજીભાઈ ઉર્ફે છોટાલાલ તથા સદ્ગત પરમ ભગવદીય જોશીજી છગનલાલભાઈ છે. સદ્ગત જોશીજી શ્રીનાથજીભાઈ ઉર્ફે છોટાલાલનો સાહિત્ય ભંડાર ડભોઈમાં સાઠોદનાગરામાં ભક્ત કવિશ્રી દયારામ સ્મારક મંદિરમાં સુરક્ષિત છે, જ્યાં ભક્ત કવિશ્રીના હસ્તાક્ષર, તેમનું ચીપ તથા તેઓશ્રીના ચશ્મા અસ્તિત્વમાં છે, અને આ પ્રકાશન તેમના સંગ્રહમાંથી પ્રકટ થાય છે. તેમજ ભક્ત કવિશ્રીનું હસ્ત લિખિત સાહિત્ય તથા તસ્વીરો તેમના વંશજ શિષ્ય સદ્ગત જોશી છગનલાલભાઈના ચિરંજીવી જીવણલાલભાઈ પાસે હસ્તિ ધરાવે છે. આ તંબુરાના તારના મંજુલ સ્વરોનો રસથાળ ભાવિક સજ્જનોની સમીપ મૂર્ત સ્વરૂપે ધરતાં અમારું હૃદય હર્ષોન્મત્ત થાય તે સ્વાભાવિક છે.

આપણા જૂના ગુર્જર સાહિત્યના ત્રણ ચક્રવર્તી જ્યોતિર્ધરો શ્રી નરસિંહ, શ્રી પ્રેમાનંદ અને શ્રી દયારામ નરસિંહે ગુર્જર

સાહિત્યનુ રીતગેરણ કર્યું પ્રેમાનદે સાહિત્ય વાડીને શણગારી શ્રી યાનામે ગુર્જર સાહિત્યોદ્યાનને નદનવન સમુ મ ા નુ નરસિંહનો યુગ તે પ્રભાતીયાનો યગ ભક્તિ રસનો યુગ પ્રેમાન નો યુગ તે મધુર માગ ઉપર ગાજતા આખ્યાનોના ગણ ગનો યુગ શ્રી યારામનો યુગ ન ગુ જર ભૂમિના રસભીના રસીલા રસરાજની ગરબીઓ અને ગરબાઓની ગુજરાતણાનો યુગ પ્રેમરસભર્યા પદાગનો યુગ મધુર ાગરસભરી આનદરસ ઝરતી સરિતાનો યુગ ભાવભર્યા ભક્તિરસનો યુગ આના ભ તિરસભર્યા યુગનુ આલેખન કયા ભક્તના હૃદયનુ ન ડોલાવે ?

આના ભક્તિરસભર્યા આલેખનમા કવિવર્ય શ્રી દયારામભાઈ પોતાના પ્રાણપ્રિય શ્રી કૃષ્ણચન્દ્રના મુખ કમળમાથી ઉદ્ભવેલ જ્ઞાન કર્મ, ભક્તિયોગપૂર્ણ શ્રીમદ્ ભાગવદ્ગીતાને સ્થાન ન આપે એ કદાપિ ન બને આ પ્રકાશનમા મુખ્યત્વે કરીને શ્રી દયારામભાઈનુ શ્રીમદ્ ભાગવદ્ગીતાનુ પ મદ્ય ભાષાન્તર ધ્યાન ખેચે તેવુ છે ભાષા ઘણી સરળ છે કોઇ કોઇ સ્થળે સમશ્લોકી જેવુ છે, ભાવાર્થ વિસ્તારથી સમજાવવામા કોઇ સ્થળે લ બાણ રચના કરેલી છે, તેમ ભાષાન્તર કરવામા શ્રીમદ્ ભાગવદ્ગીતા ઉપરની "શ્રીધરી" ટીકાનો આશ્રય લીધો હોય તેવુ જણાય છે ગુર્જર ભાષા પણ સ સ્કૃત ભાષા જેવીજ બની છે છતા વિશ્વ ભોગ્ય ન બનતા આખુય ભાષાન્તર સરળ બન્યુ છે જેથી કરીને સાધારણ જન સમાજ પણ સહેલાઈથી સમજી આત્મક યાણ અનુભવી શકશે

આ પ્રકાશનનુ  ર્ય, મુદ્રણ વગેરે માટે કેટલીક મુશ્કેલીઓના કારણે ઢીલમા પડયુ હતુ અને સ જોગવશાત્ છાપકામ માટે છેક જુનાગઢ સુધી જવુ પડયુ છે ડભોઇવાસી શ્રી દયારામભાઈનુ પ્રકાશન

શ્રી નરસિંહના જુનાગઢમા મૂર્તિમંત થાય તે પણ ઐક્ય ઈશ્વરી પ્રેરણા અને સંકેતનુજ પરિણામ છે જુનાગઢ સુધી પહોંચવા માટે ત્યાંના ભાઈશ્રી હરિકૃષ્ણ સંતોકરામને યત્ન ઘટે છે તેમજ તેમનાજ પ્રયાસથી સોનામાં સાથે સુગંધ મળે તેવો સુયોગ શ્રીયુત પ્રમોદ મહેતાનો થયો છે તેઓશ્રી જુનાગઢની બહાઉદ્દીન કોલેજમા અંગ્રેજી ભાષાના અધ્યાપક છે સંસ્કૃત ભાષાના પ્રખર વિદ્વાન છે તેમ કેટલીક સ્વતંત્ર પ્રકાશન સંસ્થાઓના લેખક અને સંચાલક છે તેઓશ્રીએ આ પ્રકાશનને ઉંચી કક્ષાએ મૂકવા માટે જે જહેમત ઉઠાવી છે તે માટે તેઓશ્રીના તથા ભાઈ હરિકૃષ્ણના હમો ઋણી છીએ

તેમજ ગ્રંથ પ્રકાશનના કાર્યમા સમિતિના પ્રયાસને વેગ આપવા માટે અમદાવાદ સ્થિત ગુજરાતી સાહિત્ય સંસદે આ પ્રકાશનની છસો જેટલી પ્રત ખરીદી લેવા માટે જે કબૂલ કર્યું છે તે માટે સંસદના અને તેના પ્રણેતા શ્રીયુત પ્રોફેસર જેઠાલાલ ગો. શાહ એમ એ ના હમો ઋણી છીએ

આ પ્રકાશન સમિતિમા ખાસ કરીને કોઈ ભાષા પારંગત સાક્ષર નથી તેમ શુદ્ધ ભાષાના પ્રખર અભ્યાસી નથી, પરંતુ ભક્તિ અને સેવાભાવથી પ્રેરાયેલા સાદા સરળ સેવકો છે એટલે વાચક વૃંદને નમ્રભાવે વિજ્ઞપ્તિ કરવાની કે શુદ્ધિ અશુદ્ધિ કે ભાષાદોષને ન ગણતા હૃદયના ભાવને પીછાની આ ગ્રંથમાળાના પ્રથમ પ્રકાશનને વધાવી લેશો

ડભોઇ<br>
દયારામ જયંતિ ઉત્સવ<br>
સં ૨૦૦૧ વામનદ્વાદશી<br>
બુધવાર<br>
તા ૧૯-૯-૪૫

લી૦<br>
દાસાનુદાસ<br>
જમનાદાસ ચુનીલાલ જીનવાલા<br>
પ્રમુખ<br>
ભ. ક. શ્રી દયારામ સ્મારક સમિતિ-ડભોઇ

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં:-

ડભોઈ-ડૉ. ઓચ્છવલાલ જમનાદાસ મરીઆ,
[illegible] ફળીયા, ડભોઈ

વડોદરા-જોષી ઝવેરલાલ છગનલાલ એડવોકેટ,
વાડી, હનુમાન ફળીયા, વડોદરા.

અમદાવાદ-પ્રો. જેઠાલાલ ગો. શાહ એમ. એ.
ગોવર્ધન નિવાસ,
મહાલક્ષ્મી મોસાપગી, અમદાવાદ

મુંબઈ-ડભોઈવાળા નારાયણદાસ પરમાનંદદાસ નાઈ,
C/o મુળજી કીસનદાસ પુરુષોત્તમદાસ,
ઝીપીઆન, હાસમેટ સ્ટ્રીટ, મુંબઈ ૨

વાડીયા:-ગોવિંદલાલ છોટાલાલ પારેખ વકીલ
વાડીયા
(રેવાકાંઠા એજન્સી)

(આ સિવાય દરેક જાણીતા બુકસેલરો પાસેથી મળશે)

ભક્તકવિશ્રી દયારામભાઈની અપ્રસિદ્ધ કાવ્ય કૃતિઓનું પ્રકાશન અસ્ખલિત ગતિએ ચાલે તે હેતુથી, અને શુદ્ધાદ્વૈત આજીવન સભ્યોને ભેટ આપી શકાય તે હેતુથી આ "દયારામ રસથાળ"ની ૧૦૦ નકલો સંસદને મળેલી સાહિત્ય પ્રકાશનની નીચેની રકમોનો ઉપયોગ કર્યો છે.



પ. ભ. શેઠ શ્રી નાનાલાલ દામોદરદાસ અમદાવાદ રૂા. ૪૦૦
" " " મુંબઈવાસી રૂા. ૧૦૦
" " " રતિલાલ નાનાભાઈ પટેલ અમદાવાદ રૂા. ૫૧
રા. બ. ગીરધરલાલ ઉત્તમરાય ટ્રસ્ટ ફન્ડ રૂા. ૧૦૦૦) ના વ્યાજની રકમ

પ. ભ. ગીરધરલાલ હરિલાલ ટ્રસ્ટ ફન્ડ રૂા. ૧૦૦૦) ના વ્યાજની રકમ (તેમના ચિ. પ. ભ. સંસદના પ્રમુખ શેઠ બાલાભાઈ ગીરધરલાલ તથા પ. ભ. શેઠ ત્રીકમદાસ ગીરધરભાઇ થકી મળેલ.)

પ. ભ. શેઠ રતિલાલ મનસુખલાલ તરફથી તેમના કાકાના સ્મારકમાં મળેલી રૂા. ૫૦૦) ની ટ્રસ્ટ ફન્ડની રકમના વ્યાજમાંથી.

દીપોત્સવી
અમદાવાદ

મોહનલાલ વીઠ્ઠલદાસ ગાંધી બી.એ.એલ. એલ બી.
બળદેવભાઇ કેશવજી પટવારી
જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ.
મંત્રીઓ શુદ્ધાદ્વૈત સંસદ—અમદાવાદ.



રસિ- ભક્તકવિસમ્રાટ
**શ્રી દયારામભાઇ**
જન્મ — સંવત ૧૮ ૩
ગોલોકવાસ – સંવત ૧૯૦૯

પૂ ગુરૂદેવ
શ્રીમદ્ ગોસ્વામી ૧૦૮
**શ્રી છોટાજી મહારાજ.**
(અમદાવાદ)

શ્રી વલ્લભાધીશો જયતિ.



પરમ ભગવદીય જોશીજી નાથજીભાઇ ગિરિજાશંકરના સંગ્રહમાંથી

# ઉપોદ્દઘાત

## જ્ઞાન પ્રકરણ.

( શ્રી ભક્તરાજ દયારામભાઇ વિરચિત. )

શરીર અનિત્ય છે; વળી તે હમેશાં એકજ સ્થિતિમાં રહેવાવાળું નથી. તેમા નિરંતર ફેરફાર થવાવાળું છે. એટલુંજ નહિ, આર્થિક સંપત્તિઓ પણ હમેશાં ( નિત્ય સ્થિર ) રહેવાવાળી નથી. મૃત્યુ દરરોજને ડગલે ડગલે એટલે ક્ષણે ક્ષણે પાસે આવતું જાય છે. તેટલા માટે સર્વ પ્રકારના પ્રયત્ને-કરીને ધર્મનો સંગ્રહ અવશ્ય કરવો જોઇએ. અને એ કારણથી સર્વમાં પહેલી શ્રેષ્ઠ આજ્ઞા પણ છે કે—

"धर्मं चर" (ધર્મનું આચરણ કર.)

ટીપ—ધર્મનિષ્ઠાવંત જનો-(अ) ગાગાઓ—

(૧) હરિશ્ચંદ્ર (૨) બલિ (૩) દશરથ (૪) સુરથ (૫) સુધન્વા (૬) રામચંદ્ર અને બીજા—

(૧) દધીચિ ઋષિ, (૨) ભીષ્મ પિતા, વગેરેની કથા ભક્તામૃત નિધિ ગ્રંથે તથા ભાગવતે અને મહાભારતે પ્રસિદ્ધ છે

॥ अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ॥
॥ नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्म संग्रह ॥
॥ तदहं संप्रवक्ष्यामि लोकानां हितकाम्यया ॥
॥ येन विज्ञानमात्रेण सर्वज्ञत्वं प्रपद्यते ॥

સર્વ લોકના હિતને માટે જે નીતિના અમૂલ્ય જ્ઞાન વચનો કહું છું, તેણે કરી મૂર્ખતા (અજ્ઞાનતા) નાશ પામી અને સર્વજ્ઞપણું સર્વને પ્રાપ્ત થજો એવી મારી પ્રભુ ચરણે વિનતિ છે

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये ॥
पयः पानं भुजंगानां केवलं विषवर्धनम् ॥

મૂર્ખ માણસને ઉપદેશ કરવો, એ પણ તેને ગુસ્સે થવાનું કારણ થઈ પડે છે, સર્પને જેમ મધુર દૂધ પાવું, તો પણ તેથી વિષની વૃદ્ધિ જ થશે માટે શિખામણ પણ શાણા માણસનેજ અસર કરે છે

સંસારમાં સર્વ કોઈ ધનાદિ સ્વાર્થને માટે જ સ્નેહ કરે છે. નિસ્વાર્થી તો માત્ર સત્પુરુષો ને શ્રી ભગવાન જ છે. તે માટે માયિક પદાર્થો ઉપરની આસક્તિ છોડી, સાચા નિત્યના બેલી પરમ હિતકારક પ્રભુ, ને પ્રભુના સાચા જનો ઉપર જ પ્રીતિ જોડવી

પ્રાકૃત જનો સર્વ પોત પોતાના મતલબને માટે (સ્વ સ્વાર્થ સાધનાને માટે) પ્રીતિ રાખે છે, તે સમજવા માટે—

"त्यजंति मित्राणि धनैर्विहीनं"
"दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ॥
"तंचार्थवंत पुनराश्रयंते अर्थोहि लोके पुरुषस्य बंधुः ॥"

સર્વ સ્વાર્થ સાધવા રૂપ જે ધન તેથી હીણ નરને મિત્ર, બંધુ, કામિની, સુત, સેવકો, આ સંસારમાં સર્વ કોઈ તેનો ત્યાગ કરે છે, તેજ નર જો પાછો ધનવંત થાય તો મિત્રાદિ, એ સર્વે પરિકર તેને વળગતા આવે છે, માટે સર્વ ધનાદિક પોતપોતાના સ્વાર્થ માટે જ સ્નેહ જોડે છે. કોઇ નિષ્કામે સાચો સ્નેહ સગા સુદ્ધાંત પણ જોડતા નથી.

કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણે યોગ જાણવાનું સાધન મુખ્ય
[1] [2] [3]
વેદ, અને તેનાં અંગ ઉપ અંગ એટલે વેદ શાસ્ત્ર (સ્મૃતિ) પુરાણ અને પંચરાત્ર તથા ઇતિહાસાદિક ધર્માચાર્યોના સિદ્ધાંત છે, અને તેણે કરીને પ્રથમ જ્યારે ધર્મ (આવસ્યક કર્તવ્ય કર્મો ફરજરૂપના ધર્મ, અને સદાચાર નીતિ ધર્મ) ને જાણે, ત્યારે તે કર્મ, જ્ઞાન, અને ભક્તિનાં તત્ત્વોને સમજે છે. તેટલા સારૂ તે જાણવાનાં સાધનો રૂપના કિયા સદ્ગ્રંથો પ્રમાણ ભૂતના શિષ્ટ પુરૂષોએ ઠગવેલા છે, તેનું દિગ્દર્શન કરાવું છું.

એ ધર્મના ગ્રંથોનો શ્રી સતગુરૂ દ્વારાએ રહસ્ય સહિત અર્થાનુસંધાન જાણીને સદાચાર ધર્મ પાળવો. અને અધર્માદિ અસત્ આચરણનો સદા સર્વદા ત્યાગ કરવો

"आचारो प्रथमो धर्मः धर्मस्य प्रभुरुच्यते."

સર્વની પહેલાં સદાચાર રૂપીનો ધર્મ પાળવો કેમકે તે પ્રથમ પાયા રૂપનો મુખ્ય ધર્મ છે. અને તે પાળવાથી પ્રભુ પ્રસન્ન થાય છે.

આ સદાચાર ધર્મનું સદા વર્તન કરવાનું છે, અને અનાચાર તથા અનીતિને સદા છોડવી, એ સામાન્ય ધર્મ સર્વનો છે કોઇ પણ કાળે તેનો ત્યાગ કરવાનો નથી. જ્યારે ધર્મ અને અધર્મના લક્ષણ તથા તેનો મર્મ સમજાય, ત્યારે, કર્તવ્ય, અકર્તવ્ય,ની બાબતો લક્ષમા આવે તેટલા માટે તે ધર્મરૂપના સદ્ગ્રંથો જાણી ને પ્રમાણે વર્તન કરાય ને માટે ધર્મને અધર્મના સર્વ માનનીય ગ્રંથો સહીત ધર્માધર્મના ચિન્હ સૂચક લક્ષણ પ્રથમ દર્શાવ્યા છે.

## ॥ સત્સંગ વિષે ॥

સત્પુરૂષોની સંગતિરૂપી કર્મ કરવાથીજ ધર્માધર્મ ને કર્તવ્યના કર્મોનું જ્ઞાન ઉદભવે છે તથા સત્સંગતિ થકીજ બ્રહ્મનું જ્ઞાન થાય છે. અને સત્સગતિ વડેજ ભગવાન ઉપર સ્નેહાત્મક પ્રીતિની ભક્તિ ઉત્પન્ન થાય છે. સત્સગે કરીને મનની જડતા (મુર્ખતા અજ્ઞાનતા) નાશ પામીને શુદ્ધ-શુભબુદ્ધિની વૃત્તિ પ્રાપ્ત થાય છે. સત્ય ભાષણાદિ સુકૃતિ કરવાની ટેવ પડે છે, ને પાપ કર્મથી દૂર રહેવાય છે અને ઉંચી પદવી પામી, માન, પ્રતિષ્ઠા, પ્રાપ્ત થાય છે સર્વ ચિંતા નાશ પામી અહર્નિશ આનંદમા પ્રસન્ન ચિત્તવૃત્તિ રહે છે અને તેથી સર્વત્ર યશ ફેલાય છે તાત્પર્ય એકે મહાત્મા પુરૂષોની સત્સગતિ રૂપી કર્મ દરરોજ કરવુ જોઇએ સત્પુરૂષની સગતિ તેજ સત્યસગ કહેવાય છે, ને તે સત્પુરૂષો જે કાઇ હિતોપદેશ દે છે તે સર્વનુ મૂળ વેદાદિ સત્‌વિદ્યાના ગ્રંથો છે માટે સત્સંગતિ કરવી એ પ્રથમત કર્તવ્ય કર્મ છે.

॥ जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं ॥
॥ मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
॥ चित्तं प्रसादयति दिक्षु तनोति कीर्तिं ॥
॥ सत्संगतिः कथय किं न करोति पुंन्साम्. ॥

"અઢાર પુરાણે"

॥ साधुनां समयश्चापि प्रमाणं वेदवत् भवेत् ॥

પ્રસંગાનુસાર સત્પુરુષની વાણી કે કૃતિ ઇત્યાદિ વેદ તુલ્ય પ્રમાણુ ભૂત થઇ પડે છે

પ્રથમ મહત્ પુરુષના અસાધારણના વચનામૃત પછી તેનો અર્થ —ટીકા—ભાવાર્થ—વ્યાખ્યાને સ્પષ્ટ સિદ્ધાંત સહજ સમજાય. એમ અસાધારણ તત્વસંતના આદર્શ સાધુપુરુષની પ્રસાદી વાણી ઉપરજ મુખ્ય આધાર રહે છે.

॥ साधुनामर्थं वागनु धावति ॥
॥ ऋषीणां पुनराद्यानां वाचमर्थोनुधावति ॥

જેવી રીતે દૂધ ઇત્યાદી ખાદ્ય પદાર્થોમાં સુસ્વાદ માધુર્યતા મિષ્ટતા (મિઠાશ) અને પુષ્ટિ આદિ ગુણો રહેલા છે તેમ વિચારમાં જ્ઞેય વસ્તુની પ્રથમ પ્રાપ્તી અને પછી તે અણુભવે કરીને ધ્યાનમાં આનંદ ઉદય થાય છે તે રીતે સત્પુરુષોની વાણીમાં સત્યામૃતરૂપ અપારાનંદ હોય છે, એમ તત્વને જાણનારા તત્વવિત પુરુષો કહે છે

॥ विचारोऽध्यात्म विद्यानां ज्ञानंतत्वविदो विदुः ॥
॥ ज्ञेयं तस्यांतरे चास्ति माधुर्यं पयसो यथा ॥

॥ દૃષ્ટાંત— ॥

અજા (બકરી) ને ગળે સ્તનાકૃતિરૂપ આંચળો હોય છે, તથાપિ તે કથન માત્ર (જોવા પુરતાં) જ છે બળેલા વસ્ત્રની રાખ (ભસ્મ) જેમ તે વસ્ત્રની સમાન દેખાય પણ તે વસ્ત્ર તરીકે પહેરવા કે ઓઢવામાં કામ ન લાગે, તેમ, રૂપ, રંગ, આકૃતિ કદી સમાન ભલે પણ સ્વાદે, ગુણે, મૂલ્યે, પ્રભાવે, અત્યંત ભેદ હોય છે.

ઉદરની લીંડી અને લીંડી પીપર, બને દેખાવમા કાંઈ અંશે સરખા છે પણ સ્વાદમા, અને ગુણમા, અત્યત, તફાવત હોય છે એજ રીતે, સાકર અને ગુદર, અથવા ફટકડી, પણ સમજવી પીગ્યુ લુણ અને ખાડ, કેરી અને આકાડોડી, ચણાનુ બેશણ (લોટ) અને નાકડાનુ સરણુ, અથવા વડેર, હીરા અને ટાચ સરખા દેખાય, પણ મૂલ્યમા બહુજ ફેર હોય છે

સ્પર્શમણિ અને કાળો પત્થર સમાન દેખાય પણ તેનુ ઉપર પ્રમાણેજ સમજવુ ચાક (ખડી) અને સોમલ સરખા ભાસે, પણ બનેના ગુણમા ભેદ

કૌત્યક (કૌતુક) ગ્લાનની ગ્રથે અનેક પક્ષીઓની ચાતુર્યતા અને તેમની હુન્નર ચતુરાઇ સુઘડતાની કારીગરી વર્ણવી છે કે—

(૧) રેશમના કીટ (કીડા) કોશેટામાથી એવી અદ્ભુત કૃતિની રચના કરી રેશમના તાતણા બહાર કાઢે છે કે જે વડે દ્રવ્યવતના સદન શોભે એવા વસ્ત્રો બને છે વળી કોશીકુ કરીને એનુ ઘર બાધે છે કે તેમા અન્ય કોઇ પેસી ન શકે પરતુ પોતાને નીકળવાનુ પણ દ્વાર રાખવાનુ સમજતો ન હોવાથી તેમા ગુગળાઇ (અકળાઇ) જઇને મરણ પામે છે

(૨) સુઘરી જાતની એક પ્રકારની ચકલી (ચકલી) એવો માળો ગુથે છે કે તે, ઘી, ઇત્યાદિ, પ્રવાહી પદાર્થો ગાળવામા અતિ ઉપયોગી થાય છે

(૩) મધમાખીઓ એવો મધપુડો રચે છે કે જેમા વિવિધ પ્રકારની અનત વનસ્પતિઓનો અને તેના રસોને, જાણી, તેને સગ્રહી આણી પોતાના સ્થાનમા જમાવી રક્ષણ કરે છે કે જેનુ મધ કે જે

ઉત્તમ પ્રકારની મિષ્ટતાવાળુ બનાવે છે, અને બાકીના ભાગમાથી મીણ (મેણ-લગાવ) બને છે

(૪) કેટલાક પક્ષી જેમકે કોયલ ઈત્યાદિના કંઠનો સ્વર અત્યંત મધુર હોવાથી મોહક મનરંજન હોય છે

(૫) મોરમા કળા કરવાની કળા બહુ સુંદર હોય છે

(૬) કેટલાક પક્ષીઓના માળા મખમલ કરતા પણ વિશેષ કોમળ હોય છે

॥ પંચ વિષયમાં આસક્તિ થવાથી થતાં બંધનનાં દૃષ્ટાંત- ॥

(૧) સ્પર્શ વિષય-અજ્ઞાન મોહે (હાથી) સ્પર્શાસક્તિ હાથીને પકડવાને માટે કાગળની હાથણી કરીને એક ઠેકાણે તે ચીતરેલી હસ્તિણી રાખી, તેના ફરતો ચોતરફ ખાડો ખોદી ગખીને ઉપર ઘાસ તૃણાદિથી આચ્છાદન કરે છે કે તે તરફ ત હાથી ધસતાજ એ ખાડામા પડી બંધન તાને વશ થઈ જાય છે

(૨) કબુતર ઊંચુ ચડેલુ હોય, તેને નીચે ઉતારવા, તે કબુતરને, તેની માદા દેખાડે છે, એટલે તરત તે ત્યાથી સુનાટ ખાઈને તરફડતુ તરફડતુ નીચે તે માદાની પાસે આવી પડે છે

(૩) શ્વાન (કુતરા) વિષય કરતા કેટલા બધા કષ્ટિત થાય છે.

(૪) ગર્ધવ ગર્ધવીની પાટુલતા પ્રહાર સહન કરે છે

(૫) મૃગ રાગમા આસક્ત થાય છે

(૬) રૂપમા પતંગીઆ મરણ પામે છે

(૭) રસમા માછલા મરણ પામે છે

(૮) ગંધમા (કમળમાં) ભ્રમર લુબ્ધાઇ પ્રાણ રૂંધનનુ કષ્ટ સહે છે

શ્રીમદ્ ભાગવત ૭ સપ્તમ સ્કંધે—જ્યારે હિરણ્ય કશ્યપે પોતાના પુત્રને પોતાને સર્વ સત્તાધીશ અજીત બળિયાપણાનો ગર્વ લાવીને કહ્યું કે—મે તો ૧૪ ચૌદ લોક જીત્યા છે, માટે હું સર્વ કરતા બનીષ્ટ છુ ત્યારે પ્રલ્હાદજીએ કહ્યુ છે કે—

જો તમારૂ એક મનજ નમે જીતો, તોજ ખરા બળિયા ગણાઓ અને જો મન ન જીતાય, તો તમે અતિ કાયર અને સર્વએ તમને હરાવેલા (પરાભવ પામેલા) છો માટે અન્ય શત્રુને શુ જીતના મથો છો? પ્રથમતો દેહમા તૃષ્ણાઓ અને ષડ્રિપુ, ને, તેનો અધિષ્ઠાતા મન, તેને જીતશો, તો સર્વ જીત્યુ એમ સમજવુ તાત્પર્ય કે અતિ શુરવીર જન, મહારણમા યુદ્ધમા શત્રુને જીતે પણ સ્ત્રી આદિના કટાક્ષરૂપી બાણ દ્રષ્ટિથી મોહ પામીને, તે રાક્ષસણીથી છેતરાઇ, કામાદિ બાણથી જો વિહ્વળ થઇ નિધાઇ જાય, તો તેને શુરાતન વત કેમ કહેવાય? માટે ધીરવીર અને ગંભીર તો તેજ કે કામાદિ દોષોથી પરાભવ ન પામે તેજ



શ્રી કૃષ્ણાય નમઃ

શ્રી ગુરૂ—(શ્રી) ગોપીજનવલ્લભાય નમઃ

શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ

શ્રી ગુસાંઇજી પરમદયાલવે નમઃ

શ્રી વલ્લભઃ

શ્રી કૃષ્ણઃ

શ્રી ભકતરાજ દયારામભાઇ વિરચિત ગ્રંથમાળા–મણકો–૧.

## " મંગલાચરણ. "

રાગ–કલ્યાણ: તાલ ધ્રુપદ.

મહા મંગલરૂપ શ્રી ગુરદેવ, શ્રી મહા પ્રભુ;
જાકે પદ પદ્મકો, પ્રથમ, શિર, નાંઇએ.—મહા મંગલ.—૧
નામ લેત ઉદે હોત, પરમ આનંદ કંદ;
સકલ પાપ તાપ ટરત, છબ ધ્યાઇએ.—મહા મંગલ.—૨
બ્રહ્મા શિવ વિષ્ણુ પર બ્રહ્મ, સો શ્રી ગુરુરાય;
સકલ તીરથ આદિ, અંધ્રીરજ નાંઇએ.—મહા મંગલ.—૩
દયો કહે આચાર્યજ, અધિક કો દુજે નાંહિ;
ગુરુ સેવા ચિંતામણિ, ઇપ્સિત ફલ પાઇએ.—મહા મંગલ—૪

## ।। સત્સંગ વિષે ।।

### ગરબી-(૧)

આવ્યા વ્હાલો કુતી અનમેલી તેના જોટાની તરેહની

સુસંગે સુબુદ્ધિનો ભંડાર, સુસંગે જ્ઞાન મળે છે અપાર—૧
સુસંગે સત્ય વસ્તુનો બોધ, માટે કરવી સતસંગતની ગોધ ૨
સુસંગમાં સદા રહે છે ક્ષેમ, સુસંગે થાગે હરિ શુ પ્રેમ ૩
સુસંગે પ્રત્યક્ષ મળે ભગવાન, સુસંગે મૂઢને પણ થાયે જ્ઞાન ૪
સુસંગે સમજે હરિનું ધ્યાન, સુસંગે હરિસુ લાગે તાન ૫
સુસંગે નિર્મળુ થાયે ચિત્ત, સુસંગે લહે ભક્તિ તણી રીત. ૬
સુસંગે હરિશુ હોય વિશ્વાસ, સુસંગે સત્ત નિત્ય સુખની ગસ ૭
સુસંગે સમજે સૌ સિદ્ધાંત, સુસંગે ભાગે સૌ ભ્રાંત ૮
સુસંગે ટળે દુર્બુદ્ધિ વિચાર, સુસંગે થાયે નિર્વિકાર ૯
સુસંગે લાધ્ય શાસ્ત્ર ભંડાર, સુસંગે પ્રભુ પણ મળનાર ૧૦
સુસંગે લાભો છે અપાર, સુસંગે સમજે સારતણો જે સાર. ૧૧
સુસંગ ભંડાર પવિત્ર અમૂલ્ય, દયો કહે નહિ કો એની તુલ્ય ૧૨

## સત્સંગ વિષે

### ગરબી (૨)

સાચુ સુખ રહ્યુ પ્રભુ પાસે, તેનો મર્મ સુસંગે ભાસે,
સાચુ સુખ રહ્યુ પ્રભુ પાસે ૧
સુસંગે હરિ રસને ગ્રહે, સત્યામૃત શ્રવણ દ્વારા લહે
સુસંગે હરિરસને રે ગ્રહે ૨
સુસંગે સાર ઉરે ભરાશે, સુસંગી સત્યપદે દગાશે,
સુસંગે સાર ઉરે ભરાશે ૩

માયા કાળથી પણ ઉગરાશે, સંસાર સાગર તરાશે
માયા કાળથી પણ ઉગરાશે ૪

જે સાચુ સુખ મેળવવા ચહે, ઈચ્છીત અર્થો સૌ તે ગ્રહે
જે સાચુ સુખ મેળવવા ચહે ૫

સુસંગ તે સુખનુ છે આગાર, જાણી જાયે હરિજનકેરે દ્વાર,
સુસંગ તે સુખનુ છે આગાર ૬

સુસંગે સત્પુરૂષો ભાસે, સુસંગે અવિદ્યા નાસે
સુસંગે સત્પુરૂષો ભાસે ૭

સુસંગે ભાસે સાર અસાર, છોડે હોય જેમા અપસાર,
સુસંગે ભાસે સાર અસાર ૮

સદા ગ્રહે સાર તણો જે સાર, સુબુદ્ધિએ કરે તે નિરવાર
સદા ગ્રહે સાર તણો જે સાર ૯

સુસંગે નિત્યે જે ધાશે, કુતર્કો તેના સહુ જાશે
સુસંગે નિત્યે જે ધાશે ૧૦

પરમાનંદ પ્રગટ દરસાશે, સદાનંદી તે થાશે,
પરમાનંદ પ્રગટ દરસાશે ૧૧

સુસંગે સત્પથ સમજાશે, સુસંગે લાભ ઘણો થાશે,
સુસંગે સત્પથ સમજાશે ૧૨

સુસંગે પ્રભુમય સહુ ભાસે, સુસંગે હાથ હરિ સ્હાશે
સુસંગે પ્રભુમય સહુ ભાસે ૧૩

સુસંગે બાકી ન રહે કો આશ,
સુસંગનો સાર કહે દયો દાસ
સુસંગે બાકી ન રહે કો આશ ૧૪

## ગરબી (૩) સત્સંગ વિષે.

જેણે કરવા ધાર્યો હોય સતસંગ,
તેણે કરી કરવો નહિ દુઃસંગ;
જેણે કરવા ધાર્યો હોય સતસંગ ૧

કહું કાંઈ દ્રષ્ટાંતથી સુણુ,
મીસરી તજી કોણ ગ્રહે લૂણુ;
કહું કાંઈ દ્રષ્ટાંતથી સુણુ ૨

પ્રથમ થવું શ્રવણતણા અધિકારી,
અહીં રીત દૈવી પણાની સારી;
પ્રથમ થવું શ્રવણ તણા અધિકારી. ૩

જ્યાં આગળ સૌ અધિકારી સમાન,
ભેળા થઈ ચરચે શ્રી ભગવાન;
જ્યાં આગળ સહુ અધિકારી સમાન. ૪

બ્રહ્મ જ્ઞાન વિસ્તારવા કાજ,
મહદાશય લ્હેવા મળે સમાજ;
બ્રહ્મ જ્ઞાન વિસ્તરવા કાજ. ૫

સાથમાંથી એકને વક્તા કરે,
અન્ય શ્રોતા થઈ શ્રવણે ધરે;
સાથમાંથી એકને વક્તા કરે. ૬

શ્રવણ મનનથી કરે વિચાર,
બ્રહ્મ સત્રનો એહ પ્રકાર;
શ્રવણ મનનથી કરે વિચાર ૭

હરિ વિમુખ નાસ્તિક પ્રસંગ,
તે વિષ જ્વાળા જેમ ભુજંગ,
હરિ વિમુખ નાસ્તિક પ્રસંગ ૮

બાવળ પર ગુનામ નન થાયે,
જે જાયે તે કંટકથી પીડાયે,
બાવળ પર ગુનામ નન થાયે ૯

ઉષ્ણતા ક્યાં રહે અગ્નની માલ,
કદિ ના દીઠું કોઇએ ક્યાલ,
ઉષ્ણતા ક્યાં રહે અગ્નની માલ ૧૦

કરીયાતામાં શાની હોય મીઠાશ,
વ્હાળા ધૂએ શ્વેત નહિ પ્રકાશ,
કરીયાતામાં શાની હોય મીઠાશ ૧૧

ખાટા લીંબુમાં મિષ્ટતા ક્યાથી,
શ્રી વાસ એરંડો ત્યાથી,
ખાટા લીંબુમાં મિષ્ટતા ક્યાથી ૧૨

જેના જે અધિકારી હોયે,
ત્હેની મતિ ત્યાજ તેહને રહોયે,
જેના જે અધિકારી હોયે ૧૩

પરા પૂર્વેથી જે હરિના દાસ,
તેહેને ન લાગે દુસંગતી પાશ,
પરા પૂર્વેથી જે હરિના દાસ ૧૪

દયો કહે સુસંગે સુખની આશ,
દુસંગે થાય સુસંગનો નાશ,
દયો કેહે સુસંગે સુખની આશ ૧૫

## આશ્રય સેવા ઇત્યાદિ વિષે-ધવલ. (૪)

શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલ નાથજી-શ્રી યમુના શ્રી નવનીત-પ્રિયજી,
સેવા કરો આનંદમા ભીજી, તો રીઝશે શ્રી ગોકુલ પતિજી ૧

દૃઢાશ્રય શ્રી મહાપ્રભુજીનો રાખો, અષ્ટાક્ષર નિશદિન-મુખે ભાખો;
અણ સમર્પિ વસ્તુ રખે ચાખો, ને રાખો શ્રી ગુરૂ ચરણે રતિજી. ૨

ભગવદીયાનો સત્સંગજ કર જોવો, દયા સર્વ પ્રાણી પર ધરજ્યો;
વૈષ્ણવની રીતે અનુસરજ્યો, ને ધરજ્યો ટેક ધણી એકનો રે. ૩

હરિ ગુરૂ વૈષ્ણવ સરખા લેખો, ભિન્ન ભાવ હરે નવ્ય દેખો;
૧ ૨ ૩
દાસપણું અપનું ગ્રહેજ્યે, તે તન મન ધન વિવેકશુંજી. ૪

પ્રફુલિત મને હરિના ગુણ ગાજ્યો, કપટ દંભ થકી અળગા થાજ્યો;
દુષ્ટ સંગ થકી દૂર પળાજ્યો, તો ન્હાજ્યો પદરજ હરિ ભક્તની રે. ૫

દીનના ભાવ અંતરનો સ્નેહ, પ્રભુ પ્રસન્નતાનું કારણ છે એહ;
નિશ્ચે માનજ્યો નહિ રે સંદેહ, તો દેહ દમો શા કારણે રે. ૬

મનુષ્ય જન્મ મહા દુર્લભ જાણો, તેથી દુર્લભ હરિના ચરણ પ્રમાણો;
એ બેઉ પામી સેવા રસ માણો, તો જાણો જીત્યા આ જક્તમા રે. ૭

શ્રી વલ્લભ પ્રભુ મ્હારા રે સ્વામી, પ્રાણજીવન ધન અંતર્યામી;
અક્ષર બ્રહ્મ તણા એ સ્વામી, તો દાસ દયો જાય વારણે રે. ૮

---

## પ્રબોધ વિષે.

રાગ ધવલ ધન્યાશ્રી (૫)

આશ નિરાશ જન્મને મૃત્યુ, જરા વ્યાધિને સુખજી;
હસવું રડવું લાભાલાભ, જીવન પ્રારબ્ધે દુઃખ,
જડ્યું જન્મ સમાન. ૧

આખી જીંદગી લગી પ્રભુ નીરખુ, જીવ કૃતિને અનુસારજી,
માટે નિર્ગુણ કર્મ શું કરવા, જેણે સંપ્રતિ છૂટે અપાર,
ભજો વ્રજનાથજી ૨

ધન બુદ્ધિ સાહિત્ય ઉપકરણ પ્રભુએ જનને આપ્યાજી,
સદ્ ઉપયોગે વિહિત વર્તનથી, કરવા શાસ્ત્રે સ્થાપ્યા,
મર્મ એ જાણોજી ૩

વિહિત ગ્રહી નિષિદ્ધને છોડી, ભજવા પુરૂષ પુરાણીજી,
નિર્મળ વૃત્તિ સદા રાખીએ, કરૂણાવંત ધી શાણી,
શીખ મન આણોજી ૪

કેવળ ભાવી પર અવલંબી, સાહસ કર્મ ન કરવુંજી,
નિમિત્ત માત્ર ઉદ્યમ સૌ કરવા, ફળ હરિ ઇચ્છા પર ધરવું
ગર્વ ન ધરવોજી ૫

હાથ પગ જોડી બેસી ન રહેવું, અહો શિષ્ટ પુરૂષની રીતજી,
વ્રજપતિ વાણી શ્રી ગીતામાં, તે પર દઈ ચિત્ત
પ્રયત્ન કરવોજી ૬

ભાવી પ્રમાણે સંયોગ સાંપડે, તેવી મળે સહાયજી,
કર્મ અનુસારે બુદ્ધિ થાએ, મહાજન ભાખે ન્યાય
જાણવો મર્મજી ૭

કર્તવ્ય પરાયણ નિમિત્ત માત્ર થઈ, ફળાશા ના રાખેજી,
હરિ ઇચ્છા અદૃષ્ટ પ્રમાણે, સંતોષ સુખાનંદ ચાખે,
નિષ્ઠનો મર્મજી ૮

દુઃખ, મૃત્યુ, અભાવાદિ જેમ, વણ માગે સૌ આવેજી,
સહજે સમય સૌ આવી મળે છે, તેમ સુખાદિ પણ ઉપજાવે,
એહ વિવેકજી ૯

ભુપતિ સમ પ્રભુને ઉર રખી, પવિત્ર વૃત્તિથી સારજી,
ધર્મ ન્યાય નીતિથી વર્તીએ, જે લાગે પ્રભુને પ્યાર.
ધરીએ દ્રઢ ટેકજી. ૧૦

જે તે રીતે હરિ ગાજી ગ્હે, તેવી કૃતિ આચરવીજી,
ક્ષણુ ભંગુર તન જાણી સદાએ, હરિશું પ્રીતિ કરવી
પ્રભુ પય મન વાળોજી ૧૧

ચતુર્દશ ભુવન લગીના સુખ સહુ, જાણી અસારજી;
સત્ય નિત્ય નિશ્ચ કર્યો ના મ્હોવાવું દયા ભજ્યથી નદ કુમાર
ન થાય કર્યો ખાળોજી ૧૨

---

## શ્રી હરિ ભક્તિ વિષે.

ગરબી (૬)

આવ્યા વ્હાલો કુલી અલબેલી તેના જોટાની તરેહની,
ભરતખંડે હરિ ભક્તિ મ્હોટી,
બાજી સૌ કૃતિ જાણો છોટી;
ભરત ખંડે હરિ ભક્તિ મ્હોટી. ૧

વિવિધ ધર્મ પંથ મત જુજુઆ પણ,
સૌમાં પર ભજવા રીતી;
ભરતખંડે હરિ ભક્તિ મ્હોટી. ૨

કો આત્મા પરમાત્મા નામે, કો કર્મ જ્ઞાને પ્રીતિ,
ભરતખંડે હરિ ભક્તિ મ્હોટી. ૩

જ્ઞાનોત્તરની પરાભક્તિ તે, કરવી રાખી આસક્તિ;
ભરત ખંડે હરિ ભક્તિ મ્હોટી. ૪

સૌના કર્તા, સૌના સ્વામી, જે પૂર્ણાનંદ મહા જ્ઞાની;
ભગત ખ ડે હરિ ભક્તિ મ્હોટી. ૫

સર્વ શક્તિ પતિ સર્વજ્ઞ સત્ય નિત્ય, તેજ મહાદાની,
ભગત ખ ડે હરિ ભક્તિ મ્હોટી. ૬

કર્તા દાતા ભગ્તા હરતા, એક પુરૂષોત્તમ જાણી;
ભગત ખ ડે હરિ ભક્તિ મ્હોટી. ૭

નિર્દોષ અનંત સુગુણથી ભરિયા, તે પરબ્રહ્મ પ્રમાણી;
ભગત ખ ડે હરિ ભક્તિ મ્હોટી. ૮

અંશ માત્રે અંશીને ભજવા, એવી વેદની છે વાણી;
ભગત ખ ડે હરિ ભક્તિ મ્હોટી. ૯

"यो यदंशः सत्त भजेत्" (ઇતિશ્રુતે)

"दास भूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः" ॥
(પારાશર સ્મૃતિ વચનં)

અંશ કદી અંશી સમ નહિ થાયે, અસંખ્ય અંશ પ્રાણી

यस्या युता युतांशांशे विश्वं शक्तिरियं स्थिता (ઇતિ વચનાત્)

अंशो नानाभेदव्यपदेशात् (વ્યાસ સૂત્રે)

अधिकं तु भेदनिर्देशात् (વેદાંત સૂત્રે વચનમ્)

યદ્યપિ જીવાત્મા હરિનો અંશ છે, તદપિ તે સમ નહિ-
એ જાણી,
ભગત ખ ડે હરિ ભક્તિ મ્હોટી. ૧૧

न तस्य प्रतिमा अस्ति (ઇતિ શ્રુતે)

मैकाशीन जगत्सर्वं (श्रीमद्भगवद्गीतायां)
न तत्समश्चाभ्यधिकश्च दृश्यते (इति श्रुते)

સત્તાદિ તારતમ્ય વિચારે, તેની ધી ગાઢી
ભરત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૨

પરમ સ્નેહી પરમ દયાળુ, હરિ સદા મદા જ્ઞાની,
ભગત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૩

રહે સૌમાં વળી સૌથી ન્યારો, સૌને સદા સુખદાની,
ભગત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૪

સૌ ઠામે સદા સત્તા તેહેની, સ્વતન્ત્ર કરે તે સહાય
ભગત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૫

સૌના સાક્ષી સદા રહે સદ્ગ સ્થન, સૌને સદા તે સ્હાય,
ભગત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૬

માટે ન મ્હોવું, જોવા ઘડનારા, ભજવા તે દેવાધિ દેવા,
ભગત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૭

બાહ્યાભ્યન્તર સદા શુચિ રહી, કરવી તન મન ધનથી સેવા,
ભરત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૮

દૃઢ વિશ્વાસ તે ધણીનો ધારી, સૌમા તેનો અંશ જાણી,
ભરત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૧૯

જ્યમ સતિ નાર્ય સતપતિને ભજે, ત્યમ ભજવા સારંગપાણિ
ભરત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૨૦

એકજ બ્રહ્મની સૌ છે વ્યક્તિ, પણ કરવી પરની ભક્તિ,
ભરત ખ કે હરિ ભક્તિ મ્હોટી ૨૧

અન્ય અંશ કલાદિ વિચારી, પર સમ નહીં કર્યો આસક્તિ;
ભરત ખંડે હરિ ભક્તિ મ્હોટી. ૨૨

સ્વધર્મ જ્ઞાને દયા યુત હરિ રતિ, જેહેની સદા રહે મતિ,
ભરત ખંડે હરિ ભક્તિ મ્હોટી. ૨૩

દયા પ્રીતમ તેને નિજનો કરી, દેશે પ્રેમ ભક્તિ રતી.
ભરત ખંડે હરિ ભક્તિ મ્હોટી. ૨૪



## રાગ ધવળ-ધન્યાશ્રી-(૭)

શ્રી વિષ્ણુ પુરાણે—

अशुभानि निराचष्टे तनोति शुभसंततिम् ।
स्मृति मात्रेण यत् पुंसां ब्रह्म तन्मंगलं विदुः ॥
(इति वचनात्) मंगलाचरणम्

### (अ) (ભગવદ્ સ્વરૂપ નિરૂપણ)

પરમાનંદ, મંદ મંગળ રસ, રૂપરાશિ ભગવંતજી,
શ્રીજી સહ, શ્રી વલ્લભ વિઠ્ઠલ, કૃપા પાત્ર સૌ સંતજી ૧

એકાત્મ રૂપ લહી વંદન કરીને, ધ્યાન ધરૂં ઉર માંહેજી,
દિવ્ય સર્વ ગુણ રૂપ વિચારી, નિરૂપણ કરૂં આંહેજી ૨

સત્ય સખા શ્રી કૃષ્ણ પ્રસાદે, માની તેની સ્હાયજી,
પારમાર્થિક પરમ મિત્ર, સુહૃદની ગ્રહે નિત્ય સ્હાયજી ૩

પર બ્રહ્મ રસમય સર્વેશ્વર, સકળ ગુણ વિગ્રહ શ્રીજીજી,
તેના જસ રસમાં મતિ લોભે, એ વણ આશ ન બીજીજી ૪

સમગ્ર વેદ જહેને પ્રતિપાદે, ગુણ ગાઈને નામેજી,
અનાદિ અનંત અપ્રતિમ પ્રભાવી, સ્તુતિ, 'નેતિ'થી વિરામેજી ૫

શબ્દ બ્રહ્મ વેદ મૂર્તિને, શબ્દાતીત કહે નિગમજી,
ત્રિગુણ કાર્ય અજ અક્ષર પર, સર્વાતીત પુરુષોત્તમજી ૬

તત્ત્વમસ્યાદિ શ્રુતિયે કરીને, પર બ્રહ્મ નિરૂપણ થાયજી,
જ્યારે વેદની ચ્યાર શ્રુતિથી, પર સ્વરૂપ ક્હેવાયજી ૭

સામવેદ છાંદોગ્ય ઉપનિષદે, બોધ કર્યો નવ વારજી
ઉદ્દાલકે શ્વેત કેતુને મહા વાક્યે જણાવ્યો સારજી ૮

सयएषोऽणिमा एतदात्म्यमिदं सर्वं तत्सत्य
स आत्मा तत्त्वमसि श्वेत केतो ॥

(સામ વેદોક્ત છાંદોગ્ય ઉપનિષદે ૮ अष्टम खण्डे

॥ अहं ब्रह्मास्मि ॥ (युजुर्वेदोक्त श्रुते)

॥ प्रज्ञानमानंदं ब्रह्म (ऋग्वेदोक्त श्रुते)

॥ अयमात्मा ब्रह्म ॥ (अथर्वणवेदोक्त श्रुते)

અઠ્ઠાવીશ અક્ષર પ્રણવથી પુત્રને કર્યો ઉપદેશજી,
સત્ય બ્રહ્માત્મક કારણ સર્વે, સત્ય રૂપ આદેશજી ૯

सदेव सोम्येदमग्र आसीत ॥ (ઇતિ શ્રુતે)

સ્થૂલ સૂક્ષ્મ કારણ દેહથી ન્યારા, દેહાતીત આત્મસ્વરૂપજી,
અખિલાત્મા પરબ્રહ્મ પરાત્પર, સૌનુ મૂળ તે રૂપજી ૧૦

ભગવદ્રૂપ સકળ જગત છે આત્મ રૂપથી સત્યજી,
અંશરૂપે જગત સર્વ છે, કૃષ્ણે કહ્યું અર્જુન પ્રત્યજી ૧૧

॥ ममांशेन जगत् सर्वं ॥ ममांशेन स्थितो
जगत् ॥ (વ્યાસ સૂત્રે) ॥ अंशो नाना व्यपदेशात् ॥

ममैवांशो जीवलोके जीवभूत सनातनः
(ભગવદ્ ગીતાયાં)

તત્ત્વસૂત્રમાં જીવ માત્રને બ્રહ્મનો ભાખ્યો અંશજી,
તેની જેથી ઉત્પત્તિ તે મૂળનો સર્વે વંશજી. ૧૨

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં, જગત સત્ય એમ ભાખ્યું'જી;
સત્ય નિત્ય એમ વિષ્ણુ પુરાણે, શ્રેષ્ઠ મુનિઓને કહી દાખ્યુંજી. ૧૩

શ્રી વિષ્ણુ પુરાણે

॥ मद्वेतदक्षयं नित्यं जगत् मुनिवराखिलम् ॥
॥ आविर्भाव तिरोभाव जन्मनाश विकल्पवेत् ॥

॥ ब्रह्म मूर्तं जगत् सत्यं ॥ બૃહદારણ્યોપનિષદે

તે પરબ્રહ્મથી કોઈ ન ન્યારૂં, બ્રહ્મ વણુ ખાલી ન ઠામજી;
સૂત્રે મણિમાળા પ્રોયાવત્, સઘળે સમધે વિરામજી. ૧૪

॥ सर्वं खल्विदं ब्रह्म ॥ (श्रुतिश्रुते)
॥ नेह नानाऽस्ति किंचन ॥ (,,)
॥ सूत्रे मणिगणाइव (શ્રીમદ્ ભગવદ્ ગીતાયાં)

વસ્તુતઃ તત્ત્વે ભેદ ન કોમાં, વાસુદેવ સઘ સર્વંજી;
બ્રહ્મથી ભિન્ન વસ્તુ ન કાંઈ, જાણી રહેવું અગર્વજી. ૧૫

સર્વ પ્રાણીને સર્વ લોકમાં, સર્વ દિશા સૌ સ્થાનજી;
એકજ બ્રહ્મ તત્ત્વરૂપનું, સૌમાં સદા અધિષ્ઠાનજી. ૧૬

॥ वासुदेव सर्वमिति समहात्मा सुदुर्लभः ॥
(ભગવદ્ ગીતાયાં ભગવદ્ વચનં.)

તત્ત્વે કરીને સૌની ઐક્યતા, તારતમ્યે થાયે વિવેકજી;
અગ્નિને તેના તણખાએ, વહ્નિ દાહકતા એકજી ૧૭
નામ રૂપાદિ વિવિધ પેખીને, દ્વૈતપણું નહિ લેશજી;
નાગર નટુવો ચતુર શિરોમણિ, ધરે અનેક તે વેશજી. ૧૮
અનંત લીલા વિગ્રહ પુરુષોત્તમ, નામ રૂપ લીલા અનેકજી.
ત્રિગુણ બ્રહ્મને સર્વ શક્તિમાં વ્યાપક શ્રીજી એકજી. ૧૯
એકજ દેવાધિ દેવ હરિ તે, ગુપ્ત અખિલમાં રાજેજી;
સર્વ સ્થલ વ્યાપક સૌના અંતરમાં, કર્માધ્યક્ષ વિરાજેજી. ૨૦

॥ अन्योन्य मनुरक्ताः तेह्यन्योन्य:मुपजीविनः ॥
॥ अन्योन्यं प्रणता श्चैच लीलया परमेश्वराः ॥
(કૂર્મ પુરાણે વાક્યં)

॥ एको देवः सर्व भूतेषु गूढः सर्व व्यापी सर्व भूतांतरात्मा
॥ कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचेता केवलो–
निर्गुणश्च. ॥ ઇતિશ્રુતે.

સાક્ષીવત્ નિર્લેપ સદા છે, કરે સૌ પ્રાણીમાં નિવાસજી;
ત્રિગુણાતીત સૌને ચૈતન્ય દાતા, સૌ ઘટ કરે પ્રકાશજી. ૨૧
અખિલ કર્માધ્યક્ષ ફલ દાતા સદા હરિ નિર્દોષજી;
સકલ ઐશ્વર્ય પરિપૂર્ણ સદાએ, દિવ્ય અનંત ગુણ કોષજી ૨૨

॥ निर्दोषपूर्णगुणविग्रहमात्मतंत्रेति निश्चयः ॥

સ્વયં બ્રહ્મ વ્યાપાન સ્વયંભુ ત્રિગુણ અક્ષરાતિતજી.
અજાકાલ સર્વેના સ્વામી, પરબ્રહ્મ તે સર્વાતીતજી. ૨૩
ઘાટે ન ઘડોતાં ઘડનારને જોવો, જગત બગીચા રૂપજી;
બાગ રચના કરનાર બ્રહ્મનું અંતર રૂપ અનુપજી. ૨૪

॥ आराममयस्य पश्यति न त पश्यति कश्चन ॥
( श्रुति श्रुते )

એ વાડીમાં બ્રહ્મ નિરખે, જેમ હરિ ક્રીડા ભાઇજી
બાહ્ય અંતર રમણ કરે પ્રભુ, અનંત કોટી બ્રહ્માજી ૨૫

જોઇ સાંભળી માની અનુભવી, જ્ઞાની મન રંજન થાયજી,
મનન કરી અંતર આનંદ રસ પીતા ન ધરાયજી ૨૬

॥ आत्मा वारे द्रष्टव्य श्रोतव्य मंतव्यः ( श्रुति श्रुते )

પ્રાકૃતરૂપ ગુણ કોઇ ન, બ્રહ્મમાં, આનંદમય સર્વાંગજી,
મહાન દિવ્ય રસ રૂપ અમાર્ગિક દ્વાદશ સાંગોપાંગજી ૨૭

॥ आनंदमात्रकरपादमुखोदरादि ( श्रुते )
॥ अपाणिपादो यवनोग्रहीता, पश्यत्यचक्षुस-
शृणोत्यकर्णः ॥

## (घ) ॥ શ્રી સદ્ગુરૂની શરણાગતિ અને સર્વાત્મ નિવેદન વિષે ॥

એ વિજ્ઞાન થવાને કાજે, સદ્ગુરૂને શરણે જાયજી,
સંપત્તિ અનુસારે ભેટ લેઇ જઇ, મૂકી પડવું પાયજી ૨૮

॥ तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत् ॥
॥ समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

ખાલી હાથે કદી જવું નહિ, દેવગુરૂ હરિ પાસજી,
તન મન ધન નોછાવર કરીને, અર્પી થઇ રહે દાસજી. ૨૯

વેદ વેત્તા તત્ત્વજ્ઞાની વેદાર્થ રહસ્યને જાણેજી;
આચાર્ય સદ્‌ગુરૂ શરણે જાતાં, બ્રહ્મ મતિ ઉર આણેજી; ૩૦
હરિવત્ ધર્મ પ્રેમ ભક્તિથી ગુરૂ પર નિષ્ઠા હોયજી;
સેવા કરીને રિઝવવાથી, કૃપાયે હરિને જોયજી. ૩૧

॥ यस्य देवे पराभक्तिः यथा देवे तथा गुरौ ॥
॥ तस्यैते कथिताहि अर्थाः प्रकाशंते महात्मनः ॥

ઉચ્ચ સત્કર્મના યોગે કરીને હરિનો અનુગ્રહ હોયજી;
માટે સત્કર્મો સાધનવત્, હરિજન ત્યાં ચિત્ત પ્રોયજી. ૩૨
શ્રદ્ધા પૂર્વક હરિ અર્થે કર્મો, જ્ઞાન ભક્તિયુત થાયજી;
તેણે સદા વિશુદ્ધ વૃત્તિ રહે, અર્પે ગ્રંથે ગાયજી. ૩૩
દૈવેચ્છાથી અનેક જન્મે, મળે મનુષ્યનો દેહજી;
પૂણ્ય રૂપ સુકર્મ યોગથી, સ્વર્ગ ફ્લ પામે તેહજી. ૩૪
પાપ રૂપ અસત્ કર્મથી, નીચ યોનીને પામેજી;
કર્મોનુસારે ફ્લ ભોગે તે, કર્મે ન- સંસ્રતિ વામેજી. ૩૫
કેવળ કર્મે મુક્તિ ન સાંપડે, વૈરાગ્ય જ્ઞાન સહ ભક્તિજી;
પ્રવૃત્તિ કર્મે શ્રેય સધાય ન, તજી દે ફ્લ સંઆસક્તિજી. ૩૬
પુણ્ય પાપ મિશ્રપણાથી, હોય મનુજ અવતારજી;
નિરૃત્તિ ધર્મ કર્મ આચરે, મોક્ષ થાય નિરધારજી. ૩૭
સ્વધર્મ જ્ઞાન ભક્તિ યુક્ત થઇ, પર બ્રહ્મને અર્થજી;
નિજ સુખાર્થ ન કોઈ અપેક્ષા, થાય હરિ પ્રીત્યર્થજી. ૩૮
સુખ મેળવવા દુઃખ દૂર કરવા, કરે મનુષ્ય ઉપાયજી;
સાચું સુખ અચલ અખંડિત, નિવૃત્તિ ધર્મે થાયજી. ૩૯

પ્રકૃત ને ગણિનાનંદ સુખમા, નિરાધિ નહિ આનંદજી.
નિર્ગુણાતિત હરિ પુરુષોત્તમ, રસ નિધિ પૂર્ણાનંદજી ૪૦

નિવૃત્તિ માર્ગ, નિર્ગુણપણાના, શ્રી હરિ અર્થે થાયજી,
પ્રભુ પ્રસન્નતા મેળવવાથી, સર્વે અર્થો સધાયજી ૪૧

સત્ય પૂર્ણ સુખ તેમા રહ્યું છે, એવુ જે જન જાણ્યુંજી,
હરિ પ્રીત્યર્થ વાણુ ન કરે કાંઇ, તે હરિ રસને માણ્યુંજી. ૪૨

॥ यो वै भूमा तत्सुखं नाल्पेसुखमस्ति ॥
॥ भूमैव स्वेव विजिज्ञासितव्यम् ॥

અવિનાશિ સુખ છોડી જે જન, માયિક વિષયે દોડેજી,
આગ્રહ દિન અજ્ઞાને કરીને, ઉત્તમને તરછોડેજી. ૪૩

બહુ જન્માતે જ્ઞાની થવાયે, હરિ શરણુ પગરણુ થાયજી,
અનેક - જન્મે સંસિદ્ધિ, ભગવદ્‌ગીતા ગાયજી. ૪૪

॥ बहु जन्मनामंते ज्ञानवान् मां प्रपद्यते ॥
॥ अनेक जन्म संसिद्धस्ततो यांति परांगतिं ॥
" શ્રીમદ્ ભગવદ્ ગીતા "

પાત્રાધિકાર પ્રમાણે સર્વે ઇચ્છા રાખી જાયેજી,
મનથી માન્યુ તે સુખ લહીને, તે મેળવવા રાચેજી ૪૫

આશાવંત સકામી જનને સદા રહે છે દુઃખજી,
આદિ, મધ્યે, અંતે, તેહને સ્વપ્ને હોય ન સુખજી ૪૬

ઇચ્છિત લાભની પ્રાપ્તી થયે પણ, સદા રહે તે ક્લેશજી,
સર્વ અનર્થો રહે લોભમા, નહિ સુખ શાંતિ લેશજી. ૪૭

કામનાવાળી ઇચ્છિત વસ્તુ, ભોગે પણ નહિ દગાયજી,
દુષ્પુર કામના તૃપ્ત ન થાયે, અધિકાધિક ઉભરાયજી ૪૮

॥ न जातु कामः कामानामुपभोगेन शाम्यति ॥
॥ हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥
इति वचनात् ( શ્રીમદ ભગવદ્ ગીતા )

જેહની માયિક વિષયે કામના, અસંતોષી દુઃખી તે હોયજી;
અધીકાધિક મેળવવા ચાહે, દરિદ્રી ભિખારી સોયજી ૪૯

॥ महेन्द्रोपि दरिद्रायते ॥ મહાભાન્તે ભિષ્મ વચનં ॥

જેહને જે વસ્તુની કામના, તેહનો તે જાણવો દાસજી,
"अर्थस्य पुरुषो दासो" ભિષ્મ વચન સુખરાશજી ૫૦

॥ अर्थस्य पुरुषो दासो दास स्त्वर्थो न कस्यचित् ॥
॥ इति सत्यं महाराज बद्धोस्म्यर्थेन कौरवे ॥

મ્હારૂં મ્હારૂં કહીને મુગ્ધ, વૃથા મરે છે દોડીજી,
વ્યર્થ વિટંબણા તે સહે છે, સંગ ન આવે કોડીજી ૫૧

ગૃહદારા ધનાદિ સર્વે, નિજનું માને બંધનજી,
કાળે સર્વ હણાઇ જાશે નહિ થવાય નિર્બંધનજી ૫૨

॥ द्रविणं मे च दारा मे बंधुवर्गश्च मे धनं ॥
इति मे मे प्रकुर्वाणं कालो हंति च पुरुषं ॥
इति वचनात्

વૈભવ છોડી વૈભવીને જવું, વૈભવ તજી જાગેજી,
અસત્ પદાર્થે મોહ પ્રિતથી, ગોથા ખાઇ ખાઇ અથડાશેજી, ૫૩

ત્રિતાપ હોળી તેને ઉર ધિકશે. ન સુખ શાંતિ, ગ્રહે પરિતાપજી;
અર્થ સિદ્ધિ થવાને માટે, થાયે એવિધી પાપજી. ૫૪

॥ શ્રી વિષ્ણુ પુરાણે ત્રિવિધ તાપ વર્ણનં. ॥
(મૈત્રેય પ્રતિ વચનં)

સંતોષામૃત ધન પ્રાપ્તીથી, પૂર્ણ સુખ શાંતિ થાયજી;
અન્ય ધન લુબ્ધક અસંતોષીતે, સત્ય સુખ શાંતિ ન સ્હાયજી. ૫૫

॥ संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ॥
॥ कुतस्तद्धनलुब्धानामित श्चेतश्च धावताम् ॥

અમંગળી કલેશ અભદ્ર તે વ્હોરે, વિઘ્નો કષ્ટ બહુ પેરજી;
તદપિ તૃષ્ણા ના તજે મુરખજન, વૃદ્ધિ રૂપ કરે ઠેરજી. ૫૬

ત્રિવિધ નરકનાં દ્વાર ગણાવ્યા, લોભ, કામને ક્રોધજી;
માટે ત્રણે ત્યાગ કરવાનો ગીતામાં કર્યો પ્રબોધજી. ૫૭

काम क्रोधः तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥

(ભગવદ્ ગીતા અ૦ ૧૬ શ્લોક ૨૧)

ધનાતુર ધનવંત જનોની, કલેશ ખનિ, જ્ઞાની જાણજી;
નિશદિન મન લાગ્યું રહે ધનમાં, ન ભોગવાય સુખ માણજી. ૫૮

અતિ લોભે મનને વશ રહે છે, રહે અધાતુર તેહજી;
નિદ્રા પણ સુખ રૂપ ન આવે, દુ:ખ મૂળ તૃષ્ણા છે એહજી. ૫૯

પુત્રાદિ આપ્ત સગા સુહૃદમાં, શંકાને નહિ વિશ્વાસજી;
રાજા ચોર શત્રુ યાચક જોઈ, ભય પામી થાય ઉદાસજી. ૬૦

તૃષ્ણાએ નિરંતર શોક મોહને, વ્યાપે ભય ને ક્રોધજી,
રોશ, વેર, ને ઝેર, મદાદિ, ફેરે જો કો કરે રોધજી ૬૧

અસત્ જનોથી પ્રીતિ બાંધે, પરિશ્રમ દીનતાદિ થાયજી,
પરાધીનપણું નિત્ય વેઠે, ઝંપે નહિ કદાપજી ૬૨

કામ કામાદિ વિષય અર્થાતુર, સ્વાર્થ સાધવા કાજજી,
સ્વજન બંધુ હિતકારી જનસું, તોડે પ્રીત સમાજજી ૬૩

॥ अर्थातुराणां स्वजनो न बंधुः ॥

મેળવતા દુઃખ, દુઃખ રક્ષણમાં વ્યયે હાનિ અતિ દુઃખજી,
અનર્થ પંદર રહે છે ધનમાં, ચિત્ત રહે હરિથી વિમુખજી ૬૪

શ્રીમદ્ ભાગવતે ૧૧ સ્કંધે અધ્યાય ૨૩ શ્લોક ૧૭
ભીક્ષુ ગીતાયાં ભગવદ્ વચનં —

॥ धनानामर्जने दुःख व्यये दुःख तथैव परिपालने ॥
॥ नाशे दुःखं व्यये दुःख धिगर्थान् क्लेश कारिण ॥
॥ अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ॥
॥ नाशे दुखं व्यये दुखं धिगर्थान् क्लेश कारिण ॥
(इति धन विषयो विवेक ॥ जीवन्मुक्ति विवेक)
॥ वासना क्षये प्रकरणे वाक्य ॥

पिपीलिकार्जितं धान्य, मक्षिका सचितं मधु ॥
लुब्धेन सचति द्रव्य, समूलं च विनश्यति. ॥
॥ उक्तंच ॥

श्रीमद् ભાગવતે—

॥ अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ॥
॥ नाशोपभोगआयासस्त्रास चिंताभ्रमो नृणाम् ॥

ચોરી હિંસા અસત્ય દંભ ને, કામ ક્રોધ મદ ગર્વજી,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
ભેદ વેર અવિશ્વાસ ને સ્પર્ધા, સ્ત્રી દ્યુત, મદ્ય એમ સર્વજી ૬૫
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫

॥ स्तेयं हिंसानृतं दम्भः कामः क्रोधः स्मयो मदः ॥
॥ भेदो वैरमविश्वासः संस्पर्धा, व्यसनानि च ॥
॥ एते पञ्चदशानर्था ह्यर्थमूला मता नृणाम् ॥
॥ तस्मादनर्थमर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत् ॥

સકળ અનર્થની ઉત્પત્તિનું મૂળ કંચન જાણીજી
મુમુક્ષુ સમ્યક ત્યાગે સર્વને, શ્રીમદ્ ભાગવતમાં વાણીજી ૬૬

કાષ્ઠ લોહની બેડી પાશ સમ, દૃઢ બંધનના રૂપજી,
સ્ત્રી ધનાદિમાં આસક્તિ, તેહ પડે ભવ કૂપજી ૬૭

॥ लोहदारुमयैः पाशैर्दृढं बद्धो विमुच्यते ॥
॥ धनादिषु समासक्तो मुच्यते न कदाचन ॥

અહંતા મમતાની વૃદ્ધિકારક, ધન દારાજી,
હું કર્તા અને આ છે મારું, અયોગ્ય માને દસ્તજી ૬૮
તેણે દૃઢ બંધનના પામે, મુક્ત થાય નહિ જનજી
સર્વ પર સત્તા હરિની જાણી, અર્પે તન મન ધનજી. ૬૯
શ્રી હરિએ પ્રગટાવ્યું સર્વે, કર્તા દાતા તેહજી,
ભોક્તા હર્તા સર્વેશ્વર છે, જાણી અર્પે સૌ એહજી ૭૦

સર્વાત્મ નિવેદન બ્રહ્મને થાતા, બંધન છૂટેજી,
જેની છે તે તેની મનાતાં, અવિદ્યા મોહાદિ તૂટેજી ૭૧
હું કર્તા અને આ છે મારું, અજ્ઞાને મનાયજી
પરસત્તાની નિકળી જાને, બાધક રૂપ તે

લક્ષ્મીપતિની લક્ષ્મી મનાતાં, અહંતા મમતા જાયજી;
હરિની માની તેને અર્થે યોજતાં ભક્તિ થાયજી. ૭૩

उक्तंच तुलसीदास कृत साखी (दुहो)

તુલસી નાર ગરીબકી, અપની કહે ન કોય;
પ્રભુ પત્ની અપની કહે, (તો) કયોં ન ફજેતી હોય.

શ્રીમદ્ ભાગવતે ૧૧ સ્કંધે

॥ एवं धर्मैः मनुष्याणां उद्धवात्मनिवेदिनां ॥
॥ मयि संजायते भक्ति कोऽन्योर्थोऽस्यावशिष्यते ॥

સર્વે વસ્તુ પ્રભુએ સરજી છે, કર્તા, દાતા ભોક્તા એહજી;
જેણે પ્રગટાવી આપી સૌને, તે સ્વામી એવો વિવેકજી. ૭૪

બ્રહ્માર્પણ કરવાની વસ્તુ, બ્રહ્માર્પણ કરનારજી;
જે દ્વારે અર્પાયે તે બ્રહ્મરૂપ વિચ્યારજી. ૭૫

ભોગ્ય પદાર્થ અને ભોક્તાદિસૌ, એકજ તત્વ સિદ્ધાંતજી;
બ્રહ્મમય સૌ જે જાણે તે, આવું ન ગણે ભ્રાંતજી. ૭૬

વિશ્વંભર સૌ વિશ્વને આપે, અન્ન ધન નિરધારજી;
ધનપદાર્થ પણ બ્રહ્મરૂપથી શ્રીહરિ કરે સ્વીકારજી. ૭૭

॥ ब्रह्मार्पणं ब्रह्म हविः ब्रह्माग्नौ ब्रह्मणाहुतं ॥
॥ ब्रह्मैव तेन गंतव्यं, ब्रह्मकर्मसमाधिना ॥

શ્રીમદ્ ભગવદ્ ગીતા–અધ્યાય–૪ શ્લોક ૨૪

શ્રુતિમાં વસુ એ નામે કરીને, ધનને ગણ્યું હરિ રૂપજી;
તત્ત્વે કરી અભિન્નતા દેખો, ધનને કહ્યું સ્વરૂપજી ૭૮

અન્ન ધનાદિ દાતા વિશ્વંભર, વસુદ શ્રુતિ વિરચાનજી,
જેનું તેને અર્થે યોજતા, નિર્દોષ બ્રહ્મ સમ સારજી ૭૯

વસુદ = (ધન આપનાર)

॥ अन्नपो वसुदानः (इति श्रुते)
॥ वसुरन्तरिक्षसत् (,,)

સાચું ઉત્તમ ધન તે કહાવે, ધર્મ યુક્ત જે હોયજી
ધર્મથી વિમુખ પડાયે જેણે, તે ધન બાધક સોયજી ૮૦

સકલિત સર્વ સમર્પણે થાયે, કૃષ્ણાર્પણ મતિ અર્થજી
અખિલ નિર્બાધ્ય થાયે તેહને, કદી ન થાય અનર્થજી ૮૧

સર્વ સ્પૃહાથી રહીત થઈને, આશ્રય દઢ હરિનો ધારેજી
અંતરાય તેહને ન રહે કો, સ્વાનંદ રહીત ન ક્યારેજી ૮૨

શ્રીમદ્‌ભાગવતે ૧૧ સ્કંધે અધ્યાય ૨૮ શ્લોક ૪૪
ઉદ્ધવ પ્રતિ શ્રીકૃષ્ણ વચન —

॥ योग चर्यामिमां योगी विचरन् मदूव्यपाश्रयः ॥
॥ नांतरायैर्विहन्येत् निस्पृहः स्व सुखानुभः ॥

કાયા વાણી મન ઇંદ્રિને, બુદ્ધિ આત્માદિ સર્વજી;
જેણે જે જે થાય તેહ સૌ, અર્પે રહી અગર્વજી ૮૩

ભગવદ્ ભોગ્ય અર્થ ઉપયોગે, અર્પે તન મન ધનજી;
બ્રહ્માર્પણે નિર્દોષ થાય સૌ, રહે ન કો બંધનજી. ૮૪
(શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવદ્ વચન')

સાર શિક્ષા મન બોધ થવાને દાસ દયે ઉર રાખીજી;
તેમાંથી મુખ્ય મુખ્ય સંક્ષેપે—પ્રસંગ નીકળતાં ભાખીજી.

## ॥ શ્રી હરિનું તથા ભક્તનું સર્વ સાચું ॥

### પદ–૮– રાગ કેદારો.

સાચી વસ્તુ શક્તિ જેમાં તે તો સહજ ફળે
પ્રાર્થનાની અપેક્ષા ન રાખે;
વહાલ વિશ્વાસાદિ કામ ત્યાં કશું નહીં,
વ્યર્થ કેમે ન ગુણ આત્મ દેખે ૧

સાધુ ઉપદેશ શ્રદ્ધાવિના જ્ઞાન વણ,
મંત્ર વા ઔષધ નિજ ગુણ દેખાડે;
તો પછી સહજ હરિ સંબંધી વસ્તુ સહુ,
કેમ અભિલાખ પુરા ન પાડે. ૨

અળી પ્રતીતિ કુંતી, મંત્ર રવિનો જપ્યો,
રવિ પધાર્યાં વસ્તુ શક્તિ ભારી;
તો ભરોંસા વિના વસ્તુ હરિ સંબંધની,
સફળ થાશે કેમ જો વિચારી. ૩

તેમ વિભીષણનો પણ ચળ્યો વિશ્વાસમન,
તદપિ ફળ ના ચળ્યું રામ રાચ્યા;
સત્ય સંકલ્પ વચન આપ્યું પાછું ન લે,
જીવ જડ સ્વભાવિક હોય કાચા. ૪

હાકિમેરી મોકા ગુની આને હત્યું,
વાણી તારી અમો વક ફુ થાવ
તદપિ છાની પ્રેમી ગણી વિશ્વાસ વધ્યું
વચન પાળ્યું પ્રભુ દેહ ના । ૫

ઈશ્વરની અકળગતિ જાણી મેહેતો ડગ્યા,
સાસરે જાઓ પુત્રી નુ બોલ્યા,
તદપિ આપ્યો હરિ, હાર, બગરે પડ્યા,
શું થયું આફતે દાસ ડોલ્યા ૬

વિષ વા અમૃત અજાણે ઉદરે ગયું,
તદપિ ગુણ નિજ જાણ્યા જેવો આપે,
તો પછી હરિ નામાદિક ગમે તેમ ગ્રહ્યું,
તેથી દુખ ટળી, સુખ કેમ ન વ્યાપે ૭

સમજે એ રીત વિશ્વાસ સહજે ભગે
મન હઠીલુ અવળાયકી જેનું,
અવળું કહીએ ત્યારે સવળું માને મૂરખ
યુક્તિથી કામ માહીજ લેવું ૮

દાસ ચિત્ત દૃઢ ચળ્યું, તદપિ તે ફળ મળ્યું,
પ્રભુ વચન ના ચળ્યું, નિશ્ચે આ શું,
સર્વ સાચું દયા પ્રીતમનું શ્રુતિ કહે,
અહિત નિજ ભક્તનું કદી ન ભાખું ૯



## કર્મના મર્મનું પદ (૯)

### રાગ ધવલ ધન્યાશ્રી

આર્ત જીજ્ઞાસુ અર્થી અર્થી, અને મુમુક્ષુ એ ચ્યારજી;
ધર્મ જીજ્ઞાસાવંત સરવને, શ્રી હરિનો આધારજી. ૧

શ્રેયસ્કર છે બ્રહ્મપદ પ્રાપ્તી, તે કયમ સાધ્યજી;
વેદાદિમાં પથ ત્રિ દાખ્યા, તે મારગની લે સ્હાયજી. ૨

કર્મ – જ્ઞાન – ઉપાસન ત્રણે, મોક્ષ સાધનના ઉપાયજી;
જ્ઞાન ભક્તિની ઉભગે જરૂર છે, માટે ત્હેને ચ્હાયજી. ૩

પ્રથમારંભે કર્મ વિહિતનાં, નિત્ય નૈમિત્તીક કરવાંજી;
નિષ્કામ મતિએ શ્રદ્ધાયુતથી, બ્રહ્માર્પણ ચિત્ત ધરવાંજી. ૪

કામ્ય કરમ બાધક જાણીને, ઉત્તમ જને તે તજવાંજી;
નિષિદ્ધ કર્મો વર્જ્ય કરીને, વિહિત હોય તે સજવાંજી. ૫

ચિત્ત શુદ્ધિ થાવાને માટે, ભાખ્યા કર્મ સંસ્કારજી.
અવિદ્યા અજ્ઞાન કાઢવા, ભવનિધિ તરવા પારજી ૬

યમ નિયમાદિ સાધન સર્વે, હરિ પ્રીત્યર્થે કરીયેજી;
પંચ વિષયને પરહરીને, વૃત્તિ હરિ ચરણે ધરીયેજી. ૭

જ્ઞાન સુકતનાં કર્મોરંભી, અહંતા મમતા ત્યાગીજી;
લક્ષ નિશાન શ્રી હરિમાં જોડી, થવુ પ્રભુ પદ અનુરાગીજી ૮

સર્વ વર્ણને, સર્વાશ્રમીએ, સદાચાર વિચારજી,
તે કયારે કદી ત્યાગ ન કરશો, કર્મ મર્મ અહી મારજી ૯

કર્મ જાને જડ સદા છે, ફળ દાતા પ્રભુ જાણોજી,
વર્ણાશ્રમને ઉચીત કરતા, થાય અંતર શુદ્ધિ પ્રમાણોજી. ૧૦

કર્મે કરીને અવિદ્યા ટળતાં, ઉદય થશે સુજ્ઞાનજી,
પંકે લેપ્યુ અંગ ધોવાયે, જો હોય ભક્તિ વિજ્ઞાનજી ૧૧

કર્મથી કર્મ ધોવાય નહિ એ, શિષ્ટ પુરૂષનો વિચારજી,
યથાક્રમ અધિકાર મળેથી, પ્રગટે દયા દીનતા ભારજી ૧૨

શ્રવણાદિ સાધન ઉપયોગી, નહિ નિરર્થક કોયજી,
કર્દમ લેપ્યુ અંગ શુદ્ધ હોયે, જો નિર્મળ ભક્તિ હોયજી ૧૩

બ્રહ્મથી વિયોગ થયો જીવને રે, ત્યારથી શુભાશુભ કર્મજી;
ચોરાખાણ, ચોરાશી લક્ષે, વિવિધ ધર્મો ધર્મજી. ૧૪

મનુષ્ય દેહ દુર્લભ અતિજાણો, જેમાં જ્ઞાનાદિ સાધનજી,
તેવો યોગ નહિ અન્ય યોનીમા, શ્રી ભાગવતમા વચનજી. ૧૫

આ કર્મ કર્મ વિકર્મ મર્મને, શ્રી ગીતાથી જાણીજી,
ષટ્ પ્રકારના ધર્મો લહીને, ભજવા ધર્મી શ્રી પુરૂષ પુરાણીજી. ૧૬

કર્મ જડવાદીના ચાલું, ન ચલે શુષ્ક વેદાંતિ કયારેજી,
દયો કહે કર્મ કરનારા તે, આ મર્મ વિચારેજી ૧૭



## જ્ઞાનના મર્મનું પદ. ૧૦

રાગ ધન્નાશ્રી ધન્યાશ્રી

સાધન જ્ઞાન ઉભયમાં વળગ્યો, પરસ્પર સંબંધજી;
અગ્નિ કાષ્ટ જેમ અન્યોઅન્યને, ત્યમ ન લહે તે અંધજી. ૧

પાક સામગ્રી સિદ્ધ કરવાને, સરપણ અગ્નિ બંનેજી,
ત્યમ હરિ પ્રાપ્તી થાવા ઉભયે, સદા સજ ગખે મંનેજી. ૨

કાષ્ટમાં પણ અતિ જરૂરનો, અગ્નિ સંબંધ જેમ હોયજી;
ત્યમ શ્રેયે સાધવા સાધન જ્ઞાનનો, સંબંધ વખૂટો ન કોયજી ૩

આચાર રૂપી ધર્મ પ્રથમ છે; ને તેહ પ્રભુને પ્યારોજી;
आचारो प्रथम धर्मः धर्मस्य प्रभुरुच्यते "ઇતિ વચનાત્"
॥ अथातो धर्म जीज्ञासा " એહ વચન વિચારોજી. ૪

સદાચાર વિચાર રહ્યાથી, ધર્મ જીજ્ઞાસા થાયજી;
કર્મ ધર્મનો લક્ષ રહ્યાથી, વિકાર માત્ર ટળી જાયજી ૫

નિર્મળ વૃત્તિ બાહ્યાભ્યંતર, શુભ કર્મોને થાયજી;
॥ अथातो ब्रह्म जीज्ञासा ॥ એ સૂત્રને ચ્હાયજી. ૬

પાવકની પ્રબળતા જેહેવી, ત્હેવી શીઘ્ર ગ્મોઇજી;
આર્ત્ત વિરહે જ્ઞાનાતુર ભક્તિ, પરા પ્રાપ્યચિત્ત પ્રોઇજી. ૭

કર્મયોગમાં પણ અદ્‌ભુત શક્તિ, કંઇ પ્રજ્ઞાતાની જાણોજી,
કર્મ જડ આસુરી જેવી, મતિ ન સ્વપ્ને આણોજી ૮

અજ્ઞાન તિમિરને ટાળવા માટે, બ્રહ્મજ્ઞાનની જરૂરજી,
“ एक विज्ञाने सर्वं विदितं भवति ” શ્રુતિ કહે ઊરજી ૯

એક શુદ્ધ અદ્વિતીય બ્રહ્મને, સમજો સદા ભરપૂરજી,
એક અંશે કરી સૌ જગે વ્યાપ્યા, સૌમાં છે રહેનું નૂરજી ૧૦

॥ શ્રીમદ્ ભગવત્ ગીતાયાં ॥
॥ वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥
मेकांशेन जगत् सर्वं व्याप्येदं ब्रह्म ॥ इतिश्रुते.
નામ રૂપ બહુ ભેદ પુરાણના, કથન માત્રનો ભેદજી,
॥ नामरूप विभेदेन जगत् क्रीडति यो यत् ॥
॥ तत्त्वार्थ दीपनिबंध ॥
॥ एकोऽहं बहुस्याम् ॥ પોકારી કહે વેદજી. ૧૧

આધિદૈવિક મુળ અગ્નિના, અંશરૂપ તણખા ગણાયજી;
તે રીતે વિભુતિ અંશાદિ રહેતા, સર્વત્ર બ્રહ્મ જણાયજી ૧૨

॥ अंशो नाना व्यपदेशात् ॥ इति व्यास सूत्रे ॥

કેવળ કર્મો અજ્ઞાન કેરો, કદિયે ન કરે નાશજી,
જડ મૂળ સહીત દૂર થવાને, જોઇએ જ્ઞાન પ્રકાશજી. ૧૩

જ્ઞાન વિજ્ઞાનનું તારતમ્ય જાણો, શશી અંધકાર નિવારેજી,
તદપિ સૂર્ય સમ ક્રાંતિ ન તેમાં, એ તારતમ્ય નિર્ધારજી. ૧૪

શુદ્ધ જ્ઞાને બ્રહ્મ એક ભાસે, પરા ભક્તિ હોય જહેનેજી,
સૂર્ય ચંદ્ર વિણ જળા અમગ થાય, એક લક્ષ રહે તેનેજી ૧૫

પ્રથક્ પ્રથક્ સો દેહધારીમાં, આત્મા રૂપે રહે એકજ,
સર્વાત્મા વસી રહ્યા અખિલમાં, અનેક તે એક વિવેકજી. ૧૬

દ્રઢ નિશ્ચય છે ભાવ સત્યનો, તેહેને સત્ય સમજાયજી.
સ્તંભે પ્રહ્લાદે સ્ફૂટ પ્રગટાવ્યા, આવિર્ભાવ સ્પષ્ટ દરસાયજી. ૧૭

જ્યાં લગી અભ્ર આચ્છાદાન હોયે, ત્યાં લગી સ્ફુટનાં ભાસેજી,
વાદળ વિખરાયે સોમ રવિ જ્યોતો, આપે શુદ્ધ પ્રકાશેજી. ૧૮

ત્યમ અજ્ઞાને વિભ્રમ મતિ જ્યોતો, વિજ્ઞાને ભ્રમ સો જાયજી,
સત્ય નિત્ય અનંત બ્રહ્મનો, એક મર્મ દરસાયજી. ૧૯

એક બ્રહ્મ સર્વત્ર પ્રકાશે, શુદ્ધા દ્વૈત હરિ જાણેજી.
તેને અન્ય કાંઇ ભાસે ન કદાએ, વિજ્ઞાની સર્વ પ્રમાણેજી. ૨૦

વસ્તુતઃ તત્ત્વજ્ઞાન યથારથ, એક બ્રહ્મનું જેહેનેજી;
તેની મતિ કદી દ્વૈત ન થાયે, વિજ્ઞાની કહીયે તેહેનેજી. ૨૧

શર્દ વારી રજકણ સંયોગો, અસ્વચ્છ જળ કરે શુદ્ધજી;
મેલની સાથે ભૂનળાયે કરી, પેખે નિર્મળ વિશુધજી. ૨૨

અલંકાર બહુ જુદા આકારના, પણ એક ધાતુનાંજ રૂપજી:
આદ્યમધ્ય ને અંત તે ધાતુ, એમ નામને સ્વરૂપજી. ૨૩

જયમ ધાતુથી પ્રથક નહિ તે, એમ હરિ છે એકજી;
એક છતાં અનેક તે થાયે, તદપિ એકજ અનેકજી; ૨૪

જયમ જળ સ્વાભાવિક સ્વચ્છ મિષ્ટ છે, પણ સ્થાન પાત્ર ને ભેદેજી;
ક્ષાર કડુ મોળુ ઇત્યાદિ ભાસે, બ્રમ વેદ છેદેજી. ૨૫

સદા શુદ્ધ નિર્દોષ બ્રહ્મ જે, નિઃકલંક સદાયજી;
પૂર્ણ ગુણ વિગ્રહાદિ યુકતએ, વિષમ કે ક્રુર ન કદાયજી. ૨૬

પંચ ભૌતિક દેહ નહિ આત્મા, અનિત્ય લહો શરીરજી;
સત્ય નિત્ય બ્રહ્મ રૂપ જાણો, અજર અમરાત્મા રહે સ્થીરજી. ૨૭

સર્વ વિરૂધ્ધ ધર્માશ્રય પ્રભુ છે, સંભવે હરિમાં સર્વજી;
કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથા કર્તુંમ્, લહી પ્રભુ તજજો ગર્વજી. ૨૮

કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથા કર્તુંમ્, સદા સ્વતંત્ર જયાયાનજી;
પરાત્પર પુરૂષોત્તમ મહિમા, નિગમાગમે વ્યાખ્યાનજી. ૨૯

અહંતા મમતા બાધક જાણી, નહિ કો રાખો ઋણેજી;
અનન્ય શરણ પર બ્રહ્મનું ગ્રહેવું, સમર્પી શ્રી કૃષ્ણજી. ૩૦

વિજ્ઞાન વિણ મુક્તિ ના થાયે, માટેય, કિંચિત કથ્યું જ્ઞાનજી.
ગુરૂ દ્વારાએ દયે મેળવીયું, તેનું કથ્યું નિદાનજી. ૩૧

## ઉપાસનાના મર્મનું પદ (૧૧)

— રાગ ધવલ ધન્યાશ્રી —

પરાત્પર પ્રભુ રાજી થાયે, તે માટે કરો તેનું ધ્યાનજી;
ઉપાસ્ય ઉપાસક ભાવ હૃદયમાં, ન રાખે કદી અભિમાનજી. ૧

સદા સ્વામી પ્રભુ, દાસ હું તેહેનો, એ મતિ દૃઢ ઉર રાખેજી;
ઉપાસન ત્યાગે ભ્રાંતિ રહે બહુ, માટે હું ત્હારો એમ ભાખેજી. ૨

પરમાત્માનું જ્ઞાન ધર્યા વિણ, બ્રહ્મોપાસન નાં થાયજી;
રાશ શીઢી છોડીને ચઢતાં, ભૂમી પર પડી જાયજી. ૩

સત્યના તપ બ્રહ્મચર્ય જ્ઞાને કરી, પ્રથમ બ્રહ્મને જાણેજી;
હરિ સેવન હરિ રૂપને પેખી, પ્રગટ બ્રહ્મ તે માણેજી. ૪

પરબ્રહ્મ પ્રત્યક્ષ થવાને, શુધ્ધ જ્ઞાન ભકિતની જરૂરજી;
જ્ઞાનોત્તરની પરા 'ભકિત' તે સેહેજે ન પ્રગટે ઉરજી. ૫

બહુ જન્મે કરી જ્ઞાની જન તે, પુરૂષોત્તમ શરણે જાયજી;
શુદ્ધ સ્ફૂટ વિજ્ઞાને અનુભવે, ત્હેને હરિ પ્રાપ્તજ થાયજી. ૬

યોગ જ્ઞાન વૈરાગ્ય તપ ભકિત, એ વિદ્યા પંચ આ વર્ણુંજી;
તદપિ એ વિદ્યા બળ ના ધરવું, રાખવું બળ ગિરિધર શર્ણુંજી. ૭

વિભ્રમણા અજ્ઞાન નિવર્ત્તે, સદુપદેશને સંગેજી;
શુદ્ધ ચિત્ત નિર્મળ કરીને, મતિ પ્રભુમાં રંગેજી. ૮

સ્વરૂપ સમાગમ મહાનુભવીનો, એળે કદિ ન જાયજી;
કુતર્ક કુવાસનાનું મૂળ છેદી, મેળવે શ્રી વ્રજરાયજી. ૯

તન મન ધનથી મન કર્મ વચને, અનન્ય ઉપાસન દાખેજી;
દ્રઢ ભાવે શુધ્ધ સ્નેહે સેવતાં, માનસીને મુખ્ય ભાખેજી. ૧૦

એકાગ્ર વૃત્તિ દ્રઢ થયા વિના, સાધન સેવા ન થાયજી;
સ્વરૂપ હિત વાત્સલ્ય કૃતિ કરતાં, ફલ રૂપા થઈ જાયજી. ૧૧

પ્રભુ પ્રિત્યર્થ પ્રયોજન જાણે, નહિ સ્વારથ કો રંચજી;
નિજ સ્વારથની રેખા રહેતો, તે કહાવે પ્રપંચજી. ૧૨

પરમ પ્રેમે સ્હેજ સમાધિ, ધ્યાનની લેહેરથી હોયજી;
પુરૂષોત્તમને સર્વ સમર્પે થઈ, દાસ હરિ એ ચિત્ત પ્રોયજી. ૧૩

સર્વ સમર્પણ શરણે ગ્રહીને, આત્મ નિવેદન થાયજી,
ષડ્ વિધિ શરણાગતિ સાચી અર્કે, તો થાય સમાધાન જગમાંજી ૧૪

નિષિદ્ધ કર્મનો ત્યાગ કરીને, વિહિત માર્ગે પળાયજી,
મન, ઇંદ્રિ બુધ્ધાદિક જીતે, સદાચરણ નીતિએ કળાયજી. ૧૫

શાંત ચિત્તે તૃષ્ણા રહિત થઇ, કરે સર્વ દોષ વર્જનજી,
હરિ વેદ ગુરૂ સત્ શાસ્ત્રની આજ્ઞા, પાળે તે મુમુક્ષુ જનજી ૧૬

કૃપા કરી પ્રભુ તેને આપે, પર સ્વરૂપનું જ્ઞાનજી;
પર્મ પ્રેમની નિરહેતુક ભક્તિ, તેનું પણ તે દાનજી. ૧૭

"प्रशांत चित्ताय जितेंद्रियाय,
प्रहीण दोषाय यथोक्तकारिणे;
गुणान्विताया नुगताय सर्वदा,
प्रदेयमेतत् सततं मुमुक्षवे."

કેવળ વેદાધ્યયન તપાગ્યાકે, દાને ઇજ્યાએ ન પ્રાપ્તીજી,
શાસ્ત્ર પઠન પાઠન બુદ્ધિથી, પ્રવચનાદિકે પણ ન સમાપ્તીજી ૧૮

કઠ ઉપનિષદ સહ ગીતાનો, ભાખ્યો છે આ મર્મજી,
સાચી દૃઢ પ્રીતિ નિષ્કામે, તેને એ પ્રાપ્તી પર્મજી. ૧૯

"ना विरतो दुश्चरितान् नाशांतो ना समाहितः
नाशान्तमानसो वापि ज्ञाने नैनमाप्नुयात्.
(કઠ ઉપનિષદે ૨-૨-૪)

કેવળ ત્યાગ વિરાગ વડે કે, શાન્ત ચિત્તે પણ ના ભાસેજી,
વિદ્વાન વિણના જ્ઞાને પણ ત્યમ, ન દેખે પ્રગટ પ્રભુ પામેજી. ૨૦

કેવળ જ્ઞાને મુક્તિ ન થાયે, પ્રતિબંધ સત્ત્વ ન કપાયજી;
સત્યામૃત આસ્વાદન થાયે, કેવળ કૃષ્ણ કૃપાયજી ૨૧

બહુ શ્રુત કદી કે તિક્ષણ બુદ્ધિ, તદપિ દરસ ના થાયજી,
શુદ્ધ પરમ અનુરાગ ભક્તિએ, પુરુષોત્તમ પમાયજી. ૨૨

સંત સમાગમે બહુ છે સહેલા, માટે કરવો તદીયનો સંગજી;
તાદશી સંગે ખોટ સહુ ટળશે, ન ગમવો અસત્ પ્રસંગજી. ૨૩

સમ મતિ સુહૃદ વિપદ પક્ષે રહે, સત્ય પ્રથાએ વર્ત્તેજી;
મન બુદ્ધિ પરબ્રહ્મે પરોવે, દ્વૈત પ્રપંચે નિવર્ત્તેજી. ૨૪

કુતર્ક વિકલ્પ કુવાસના ચિંતા, ચંચળ વૃત્તિ છોડેજી;
અખિલ બ્રહ્મ મતિ રાખીને, વિવેકે નમન કરજોડેજી ૨૫

ક્યારે કોનું અહિત ન ઇચ્છે, કરે તરૂવર સમ પરમાર્થજી;
સંપત શક્તિ અનુસારે સર્વને, સન્માને એ સ્વાર્થજી ૨૬

સ્વધર્મ જ્ઞાન સહિત વિરાગે, કરવી સદા હરિ ભક્તિજી;
જે તે રીતે હરિ રાજી રહે, રાખે એજ આસક્તિજી. ૨૭

ઉપાસનાનો મર્મ બતાવ્યો, શિષ્ટ વચન અનુસારજી;
દયો કહે સૌ શાસ્ત્ર તણું મેં, કથન કર્યું નિરધારજી. ૨૮



## વિનતિનું પદ. (૩૨)

રાગ ધવળ ધન્યાશ્રી

ભર્તા દાતા ભોક્તા હર્તા પરબ્રહ્મ નરરાયજી,
તરણ તારણ સત્ સુખ કારણ, જેહને વેદહિ ગાયજી ૧

જેનો પાર શેષને ના લાધ્યો, નેતિ નેતિ કહી વેદ વિરામેજી
તેને શું રીઝવશે કોઇ જન મારે ભજુ નિષ્કામેજી ૨

સમર્થ જાણી શરણે આવ્યો, સર્વ સમર્પ્યું તમનેજી
ચિંતા સર્વે નિવર્તી એણે, પ્રભુ સ્વીકારો અધમનેજી ૩

હાથ જોડીને શીશ નમાવી શ્રી હરિના ગુણ ગાઉંજી
કોટીક કિલ્બિષ અનંત જન્મના, નિવર્તિ પાવન થાઉંજી ૪

ભાવે કરી તુજ ગુણના ગાઉં, ભાગે જંજાળ અપારજી
દુઃસંગીથી બહુ મૂંઝાઉં છું, સ્હાય કરો પ્રભુ મ્હારીજી ૫

માયિક જનનો સંગ ન રૂચે, અજ્ઞાનીનો આવે અભારજી,
સાચા સંતનો સુસંગ દેજો, લેઉં તમ ભક્તિ લ્હારજી ૬

જે માટે હરિ તમો સરજ્યો, તેની ન જાણું વાટજી,
ઘડનાર પ્રભુ પ્રગટ ન ભાળ્યા, મોહાઉં તમ રચના ઘાટજી ૭

આપના કૃપા પાત્ર જનો સૌ, જે છે તમને પ્યારાજી,
પ્રેમ પયોધિ તે સત્પુરૂષો, રહે છે સઘળથી ન્યારજી ૮

નર ખરે જન દુઃસંગને ભરિયા, તેવા જનોને જોઇજી;
નહિ રાચે કદી મનડું મ્હારૂં, માટે સજ્જન મેળવો કોઇજી. ૯

કામાદિ ષટ્‌રિપુ સંતાપે, તે કદા ન પીડેજી;
પ્રપંચનું સુખ દુઃખ નવ વ્યાપે, આશા તૃષ્ણા અળગી દીઠેજી. ૧૦

ચલિત આધિભૌતિક લક્ષ્મીજી, જેહ ઘરો ઘરો ફરતીજી;
તેને ત્યાગી અવિચળ ભક્તિ, ત્યાં મુજ મતિ રહે ઠરતીજી. ૧૧

વેશ ધારી આડંબર કરતા, દેખુ સંત જમાતજી;
તે પણ મુજને લાગે નહિ સારા, તદ્‌વત સન્યાસી મહાંતજી. ૧૨

સુણો સત્ય કહુ સહુ વીની, વિનતી કરી કરણી ધારોજી;
દાસ દયાને ભવમાં વેડેતાં, કૃપા કરીને ઉગારોજી. ૧૩

## સત અસત પુરૂષોને ઓળખવા વિષે.

રાગ–ધનાશ્રી ધન્યાશ્રી પદ (૧૩)

સત્ અસત્ પુરૂષો રહે જગમાં, સરખો સ્વાંગ આકારજી;
સજ્જન માથે કાંઇ મણિ નહિ દરશે,
સિંગ પુચ્છ અસત ન હૈં લગારજી. ૧

જગત્ જનોની રીતે વરતે, નહિ કો પૃથક વ્યવહારજી;
જળની મધ્યે કમળ રહે, પણ સ્પર્શ ન જળનો લગારજી. ૨

જીવન મુકત જનોની રીતો, જળ કમળ વત સારજી;
કર્તા ભોકતા અહંતા મમતા, રહે અળગા તે હરિ દેદારજી. ૩

સૌ જનને સુખકારી સદા તે, જેનું સૌ પરમાર્થજી;
ઇંદ્રિ જીત સાચા સંતોષી, નહિ રંચક જડે સ્વાર્થજી. ૪

પર ઉપકારે પ્રીત ઝાઝેરી, કોના અવગુણ મનના આણેજી,
દોષ દેખી પર રોષ ન જેહેને, સૌ ઘટ હરિ પરમાણેજી ૫

નિંદા સ્તુતી કરે ન કોઈની, સમ દ્રષ્ટિ વ્રત હોયજી,
સકળ ચરાચરમા પ્રભુ પેખે દ્વૈત પ્રપંચ ન હોયજી ૬

દુર્ગુણ જેથી દૂર ગયા છે, સકળ સુગુણ ભંડારજી,
શુદ્ધ શાંત વિવેક દક્ષને કરૂણા વ્રત અપારજી ૭

નિર અભિમાની પર દુખ ભંજન, જેહેને વ્હાલુ ન વિત્તજી,
અચળ ગુરૂ લીલા રસે ભીન્યા, હરિ રમણ સેવને સદા ચિત્તજી ૮

*વીસ પદાના સાત્વિક લક્ષણ, સદા રહે જ્યહા કરી નિવાસજી,
નહિ ભય કોઈનો કદા ન કયારે, નહિ કો આશ કે ત્રાસજી ૯

એવા જનના દર્શન માત્રે, ભૂલાયે પ્રપંચનુ ભાનજી,
સમે સ્નેહ જગાવે હરિ શુ, ને છોડાવે અવ અભિમાનજી ૧૦

દુષ્ટ સંગ તો તેહેને જાણીયે, જે ભૂલાવે ભગવંતજી,
જ્ઞાનોત્તરની પણ શિખવે, તે કહીએ સાચા સંતજી ૧૧

પણ અવળી રીત અજ્ઞાની જનની, પરખે નહિ સુસંતજી,
હરિજન કૃપા પાત્ર તે પીછે, જે ધીમંત ગુણવંતજી ૧૨

જ્યાહા કામ ત્યા રામ નહિ, ને રામ ત્યાહા નહિ કામજી,
રવિ રજની કયમ એકઠા વિનસે,
ઉભયના પ્રથક વિશ્રામજી ૧૩

જ્યા અવિદ્યા ત્યા કયા સુવિદ્યા, જ્યાહા માયા ત્યાહા કામજી,
જ્યાહા સત્ય ત્યા અસત્ય હોય કયાથી,
પરસ્પર ન્યારા ઠામજી ૧૪

સાચો તે કદી કો મુરખને, ઉલટો જુઠ્ઠો જણાયજી;
તેનું દુઃખ નહિ સજ્જનને કશું, નહિ પાખંડી ગણાયજી. ૧૫

નાગ પંચમી દીને કરતા, ચિત્રે નાગ પૂજાયજી;
સાચા નાગને માણસે જકડી, રાનમાં મૂકવા જાયજી. ૧૬

સુગંધી પુષ્પો સદા મૃદુ રહે, મસળે પણ સુગંધી દાખેજી;
નિજ સ્વભાવ તે કદી નાં છોડે, એ રીત સુસ તો ભાખેજી. ૧૭

પરોપકારી તરૂવર જહેવી, સદા કૃતિ હોય સંતજી;
અહિતકારીનું પણ સુહિત તાકે, એમ સંત લક્ષણ છે અનંતજી ૧૮

અસત પુરૂષો કીચના જેહવા, તેમાં કર ન ઘલાયજી;
હાથ પરસતાં વસુર બહુ થાયે, ગ્યેળ ધમે નાં જાયજી. ૧૯

સાચા સંતનો દુઃખ દે તહેને, સુખ દે છે મન સાચેજી;
દળાયલાને દળવો મિથ્યા, લહી તેનું હિત રાચેજી. ૨૦

દ્યુત રમણ પર સ્ત્રિય ને હિંસા, લોભ, સુવર્ણ મદ્ય પાનજી;
અધર્મ રૂપી કલિ ત્યાં હોયે, લહો અસત તે સ્થાનજી. ૨૧

વૈરાગ્ય, યોગ, તપ, ભક્તિ, સાંખ્ય એ, વિદ્યાનાં જ્યાં પર્વજી;
૧ ૨ ૩ ૪ ૫
નિબંધ ગ્રંથે શ્રી મહાપ્રભુએ, આખ્યાં તે રીતે સર્વજી. ૨૨

બ્રહ્મ, દ્વિજ, ગુરૂ, બ્રહ્મવિત્, નું પૂજન,
૧ ૨ ૩ ૪
પવિત્ર, સરળ, પર કહાવેજી;
૫ ૬
બ્રહ્મચર્ય, ને, અહિંસા, સહી, એમ શરીર, તપ, દરશાવેજી. ૨૩
૭ ૮

નહિ કોને ઉચ્ચાટ કરાવે, સત્ય પ્રિય હિત કર મૃદુ ભાખેજી,
વેદાધ્યયન, વિહિત, કામે કરે, વાચિક તપન દાખેજી ૨૪

પ્રસન્ન ચિત્ત, ડહાપણ મન સંયમ, આત્માભિમુખની વૃત્તિજી;
શુભેચ્છાએ મનનાં તપ કરે, એ છે દૈવી સંપત્તિજી ૨૫

બાહ્યાભ્યંતર શુચિ સદા રહે, દઢ નિર્ણયે નિશ્ચિત જ્ઞાનીજી;
પંચ પર્વ અવિદ્યા જ્યાં રહે તે નિશ્ચય અજ્ઞાનીજી ૨૬

આધિ ભૌતિક, અધ્યાત્મિકને, આધિ દૈવિક, ત્રિતાપજી;
ત્રિવિધિ તાપ હરે હરિજન ઝટ, દાખી સેવન ધ્યાનસુજપજી. ૨૭

જીવિત ધન દારાદિ કલત્ર, યૌવન એ છે અસ્થિરજી;
જાણી કદી આસકત ન થાયે, લહે, ધર્મ કીર્તિ બે સ્થિરજી. ૨૮

મુકત–મુમુક્ષુ, વિષયી, પામર, મનુષ્યના છે પ્રકારજી;
૧ ૨ ૩ ૪
મુઢ અજ્ઞાની મર્મ ન જાણે, સંત ઓળખે તે ચ્યારજી. ૨૯

નિત્ય નૈમિત્તિક પ્રાકૃત આત્યંતિક, એમ પ્રલય લહે ચ્યારજી;
વિવેકથી વૈરાગ્ય ગ્રહીને, ગ્રહે નિત્ય સત્ય એક સારજી. ૩૦

વિદ્યા, દાન, તપ, સત્ય, ન મૂકે, જાણી ધર્મ પ્રકારજી;
૧ ૨ ૩ ૪
એ ચિન્હેથી સંત ઓળખાયે, મુમુક્ષુ કરે તે વિચારજી. ૩૧

બ્રહ્મચર્ય–સત્ય, તપ, પવિત્રતા, ક્ષમા, અહિંસા, દાનજી;
નિયમ, શાંતિ, પ્રમાણિકતા, ધર્મ દશ પાળે પુરાણે ગાનજી. ૩૨

(પદ્મ પુરાણે ભૂમિ ખંડે)

કાયા, માયા, કૂળ, જાતિ, તપ, વિદ્યા પ્રભુતા રૂપજી;
આઠે મદ, ન જેના હૃદયે, તે ઉર વસે વ્રજભૂપજી ૩૩

પર સત્તાની વસ્તુ માત્રને, કદી ન ઇચ્છે સંતજી,
પ્રસવ, પ્રતિગ્રહ, પરિગ્રહ ત્યાગે, તેને કહીએ મહંતજી. ૩૪
૧ ૨ ૩

મુખ,-હસ્ત-મન દગ્ધ ન થાતા, નાખે મન વિચારજી,
૧ ૨ ૩
અન્ન પાણી બ્રહ્માર્પિત કરીને ગ્રહે પ્રસાદી સારજી ૩૫

કેવળ હરિ ઇચ્છા અવલંબે, ધરે માર્ગ પુરૂષની કહાણીજી,
વેદ શાસ્ત્રાદિ વચને અનુસરે, સ્વધર્મે ભજે પુરૂષ પુરાણીજી ૩૬

વિષ્ણુ પંચક વ્રત ના ત્યાગે, જે સૌ અઘ નાશનજી,
કામ્યક વ્રત કદી કરે નહિ, જેથી હરિ પ્રસન્નજી ૩૭

પંચ વિષયમાં મન કદા નહિ, નવ વિધ ભાવે સેવનજી,
પરમ પ્રેમ અનુરાગે ભક્તિ, તેણે શુદ્ધ થાય મનજી ૩૮

સ્વાધ્યાય તર્પણ હોમ ભૂતદયા, આતિથ્યનો સત્કારજી,
પંચ યજ્ઞ આશ્વલાયન સૂત્રે, કરતા દ્વિજને સારજી ૩૯

॥ તાનેતાન્યજ્ઞાનરહ કુર્વીત ॥
(આશ્વલાયન સૂત્રે)

શતપથ બ્રાહ્મણને મનુ સ્મૃતિમાં, ભાખ્યા છે એહ વચનજી,
જાણી સ્વધર્મના કર્મ ન ત્યાગે, તે દ્વિજ હરિજનજી ૪૦

॥ પઞ્ચૈવ મહા યજ્ઞા ॥ (શતપથ બ્રાહ્મણ)

પંચ સૂના દોષ જવાને, ઇશ્વર સંતોષના કાજજી,
યથા કાળે નિત્ય કર્મ તજે નહી, સ્વધર્મનો એ સાજજી ૪૧

મૂળ સ્વરૂપ વિસરે નહિ ક્યારે, દેહ રૂપ ન માનેજી,
અનુકૂળ પદાર્થે પણ નહિ પ્રીતિ, એ લક્ષણ અનુમાનેજી ૪૨

પ્રતિકૂળે પણ અરુચિ કદા નહિ, રાગ દ્વેષ નહિ ઉરજી;
પંચક કલેશ અવિદ્યા નાં વ્યાપે, હર્ષ શોકથી દૂરજી. ૪૩

સ્નાન સંધ્યા જપ યજ્ઞને, વૈશ્વ દેવ અભ્યાર્ચનજી;
એ ષટ્ કર્મો કદી નાં ત્યાગે છે પારાશર સ્મૃતિ વચનજી. ૪૪

દેહ-દેશ-કાળ-ક્રિયા-સંગ્ સંચિતાદિ સાહજીક દોષજી;
તેની નિવૃત્તિ બ્રહ્મ સંબંધે, સદા થાય નિર્દોષજી. ૪૫

શમ-દમ-તિતિક્ષા ઉપરતિ શ્રદ્ધા, સહ સમાધાનજી;
૧ ૨ ૩ ૪ ૭ ૫ ૬
તેહેનો કયારે ત્યાગ કરે નહિં, ને ન કરે તેહનું અભિમાનજી. ૪૬

કિંચિત ચિન્હ ઓળખવા ભાખ્યાં, સાધનીક હરિજનજી;
કૃપાપાત્ર પરમહંસી વિલક્ષણ, તે કરે પતિત પાવનજી. ૪૭

શ્રી હરિ ગુરુજન ભક્તજન, ત્રણ્યે વસ્તુત એકજી;
દયો કહે નામે ન ભેદ કાંઈ, સેવને રાખો વિવેકજી ૪૮



## કૃપા પાત્ર ભગવદીયનાં લક્ષણ.

રાગ—ધવળ ધનંશ્રી. પદ—(૧૪)

કૃપા પાત્ર ભગવદીનાં લક્ષણ, શ્રી મુખે કહ્યાં હરિ શ્રીશજી;
તે સેવતાં નિશ્ચે મળે છે, શ્રી રાધાપતિ ગોપીશજી. ૧

સુકૃપાલતા, ન દ્રોહ કોઈપર, સહન શક્તિ અતિ રહેજી;
નિત્ય સત્ય ભાષણ નાં છોડે, ન અરિષ્યા સુખ દુઃખ સમ લહેજી. ૨

સર્વોપકારી નિષ્કામી સદાતે, કામાદિકે ક્ષોભન થાયજી;
બાહ્યાભ્યંતર શુચી સર્વદા, ઇંદ્રિ જીત સદાચારજી. ૩

અ સંગ્રહી, મૃદુ, ચિત્તવંતતે, કરે હરિ પ્રસાદી આહારજી;
મન સંયમી—દ્રઢ સ્વધર્મે, શુધ્ધ ક્રિયા નિર્વિકારજી. ૪

અચલિત દ્રઢાશ્રયી નંદ નંદનના, સદા સાવધ પ્રેમે ભજનજી;
મનન શીલ સુખ દુ ખ સમજાણે, નહિં તૃષ્ણા કો મંનજી. ૫

નિર્માની, પરને માનદે, દક્ષ વિવેક સુબોધજી;
નિષ્કપટી પરશ્રેયે તત્પર, નહિ ગર્વ લોભ વિરોધજી. ૬

સર્વ પ્રાણી પર અતિ દયાળુ, વિજ્ઞાને ભક્તિશું રંગજી;
નિરાગી સાત્વકિ સંતોષી, લહે દશધા ભક્તિનાં અંગજી. ૭

અચલિત ભજની હરિગુણ ગાંની, અન્યાશ્રયથી રહિતજી;
અનન્ય શરણે સદા આનંદે, પરમાનંદ સહીતજી ૮

નિંદા સ્તુતિ કરે નહિ કોની, હરિ સન્મુખ સદા મતજી,
પરના દોષ ભાખે નહિ ક્યારે, શ્રી કૃષ્ણ ગુણ માને ન ગતજી. ૯

કો તિન વિરાગી તાદશી જન, જેને કહે પરમ હંસજી.
તેની સ્થિતિ કૃતિ વૃતિ પ્રકૃતિ, વડા હરિરત કે અંશજી. ૧૦

જડ, મુંગા, અડેગ સમ ક્યારે, કદી પિશાચવત પ્રકૃતિજી,
કદી સ્વરુપા હારી કદી ઉપરામી, કદી બાલક વત કૃતિજી. ૧૧

લાભાલાભ સુખ દુઃખ સમ, નહિ માનાપમાનજી;
હર્ષ-શોક-વ્યાપે ન કદાએ નહિ દ્વૈત પ્રપંચનુ ભાનજી. ૧૨

કદિ સ્વેચ્છા ચારી, કદી મહાજ્ઞાની, કદિ ભાસે કરતા રૂદનજી,
કદી નેહે વિકળે કદિ આલાપના, કદી પ્રસન્ન વદનજી. ૧૩

કદિ કંથા ધારી કદિ દુશાલ ધારી, કદી જોગી કદી ભોગીજી,
કદિ દિગંબર પિતાંબર ધારી, કદી રોગી અરોગીજી. ૧૪

અટપટાં અકળ ચરિત્ર રહે તેમાં, પણ પૂર્ણ હરિના ભક્તજી,
રહ્યો કહે તે સદાશીવ સમ. વિરક્ત ન અન્યાસક્તજી ૧૫

## શ્રી કૃષ્ણ વિયોગ વિરહના ૧૨ દ્વાદશ માસ.

રાગ-ધોળ-દ્વાદશ માસ-

### પરમ ભગવદીય દયાશંકરભાઈ કૃત્ય લિખ્યતે

અચ્યુત ચરણ કુમતિવિનાશના, મતી થાવા પ્રકાશ;
શ્રી લક્ષ્મણ સુતનું સ્મરણ કરી, રચું દ્વાદશ માસ. ૧

કારતગે કેહે કામિનિ, હરી મધુ પુર વાસ;
મુકયાં અમોને મંનથી, હાવાંથી આશ. ૨

ગોકુળીયું ગમતું નથી, શ્રી ગિરિધર પાખી;
કે હે સખી કોણ ઉપાયથી, ધીરજ રહું રાખી. ૩

શરદ સમે વ્હાલે કુંજમાં, વાઈ વેણુ રસાળ;
તે સુખ આવે સમરણે, લાગે હૃદયા ઝાળ. ૪

તે સુખ અવસર ગયો સ્વપ્નમાં, દુઃખ દૂર નાં થાય;
કૃષ્ણ મળ્યાનો કેહે સખી, કરું કોણ ઉપાય. ૫

(શ્લોક) પ્રાકૃત.

ક્ષણ હરી ન વિસરતી; રાધીકા દુઃખ ધરતી,
વદતી ૩દતી વાણી, નાથ લીલા વખાણી;
વિરહ વચન બોલે, કો નથી કૃષ્ણ તોલે,
સ્નેહી તજી દીધી, કપટની વાત કીધી.
॥ માસ ૧ ॥

માગશરે મન માહરૂ, અતિશેં અકુલાએ,
ઘેહેલી ગોવિંદ વિના થઇ, ચિત્ત વ્યાકુલ થાએ. ૧

અન્ય ભોગ ભાવે નહિં, પ્રાણ પતીને ત્યાજ;
ચકોર અભિલાખી ચંદનો, રવિથી નારાજ. ૨

સ્નેહ છોડયો છૂટે નહિ, બાધ્યો પ્રેમને પાશ;
ઉભયાંગી જ્યાં પ્રીતી નહીં, ત્યાં શું સુખની આશ. ૩

કેહ લલી સુણો હે સખી, કીજે વહાલાંનો વાદ;
સ્વપ્ન જાગ્રત સુ સુપ્તીમાં સુણું, મુરલીના નાદ. ૪

રહેવાય મેં નાં એકલી, રસીલી મુરત મન સોહે;
મોર મુગટ છબી શી કહું, મન મથ મન મોહે. ૫

ચંદભગા ચંદ્રાવળી શાંતિ દે બહુ તોહે;
સુખ સંભારી રૂએ સ્વામિની, સખી આસુડાં લોહે. ૬

શ્લોક.

તન મન ધન માહારૂં, વીસરે કેમ વીસારૂ,
સુણ સખી મુજ વાંણી, કહી ભરે નેત્ર પાંણી;
વીના આધારે મેહેલી, કો નથી દુઃખ બેલી
કવણ ગત માહારી, નાથજી નાં નિરધારી. ૭

॥ માસ. ૨ ॥

પોષ વિષ પ્રભુ પર થઈ, માંડયો છે રે નેહ;
નગણા થયા છે નર હરી, મુને દીધોજી છેહ. ૧

કર્મતણી છે ગહન ગતી, લહે નંદ કુમાર;
યુગ સમ થઇ નિશા મુજને, કયાંહાં રસિક રસ સાર. ૨

સ્વપ્ન થયો દિન અતિ દુર્બળો, જોઈ દારુણ દુખ મહાગ,
બાગ્ય ખુલ્યા ઉંડી નિભ ગાકૃતિ, સાપત્ન્ય કુબ્જાજી
સૌભાગ ૩

ચેન પડે નહિ ચિત્તમા, વિના શ્રી નન્દરાય,
રણુ નહીયે પગ્ન્યગે, મેડે તાપે કાય ૪
સખી શીદ લેડે પરવેદના, સુખમા માણે,
સુખ દુખની શીદ સમજણ, અંતરમા આણે ૫

॥ શ્લોક ॥

કેડે સખી કયમ થાશે, કયમ અહર્નીશી ગમાશે
અહર્ પ્રભુવાના લાગી, કો નથી દુખ વિભાગી
જો સખી પિયુ આવે આશ હાસે મોનાવે,
મનમથ વ્યથ મારે વેદના ગ્રેડે નિવારે
॥ માસ-૩ ॥

માહા નિરે મુજ માહાનજી, મધુપુરમા માહાને,
સેકેન દુખ કરી, ઊંડુ હૃદયે સાને ૧
ગિરિધર ગોકુળમા હતો, શરદનો માસ
આવી પુન્યમની જામની, શશી પૂરણ પ્રકાશ ૨
ગરા રમી હરિ સંગમા, મન ગમતી જોડ,
તે સુખ છાજતુ નહી, માહારા કરમની ખોડ ૩
મે જાણ્યુ સાચુ સખી, પ્રભુની સંગ રમીયે
ગુણવંતા ગોવિંદજી, આપણુ કયમ ગમીએ ૪
કુબ્જા દાસી કંસની કુનડી કાહાવે
તે હીરો હરિને ચઢ્યો, હાવા શીદને આવે ૫

॥ श्लोक ॥

મુજ કર ધૃહી લાજ્ઞ, કુમડી સગ છાજ,
અપન મતી આરી, ત્તન લીધુ તપાશી
સુણ સખી હરી હાલ્યા, કિ કરીથી વ્હવાંયા,
ચતુર ચક્રપાણી પ્રીત રીતી ન જાણી

॥ માસ ૪ ॥

ફાગણ ફુ'યો ફુલડે, રગ અરૂણ અનત,
મોદ નહિ મોહન વિના, રમીયે શુ વસત. ૧

વાજે મૃંદંગ ડફ મજરી, ઉડે અમીન ગુલાન,
અગ ઉનટ આવે નહિ, વિના શ્રી નદનાન ૨

અંબર કેસર છાટણા, છાટે સહુ લોક,
મુજ પાખે સહુ મોદમા, માહાર મન શોક ૩

કયમ પૂજુરે હુતાશની, પીયુ નહિ મુજ સગ,
હરિ વિના મન હરસે નહિ, જ્વાલા લાગેરે અગ ૪

સુખની ઋતુરે સુની ગઇ, લહે નહી પ્રજરાજ,
અવસર ચૂક્યો ધન ઘણો, વરસે શુ કાજ. ૫

શ્લોક.

કેશર કેસર ભીના, નીરખુ તો રી કમીના,
મદન કટક ભાસે, પુજ આનદ વાસે.
સુખ દીન કયમ આવે, કૃષ્ણને કોણ લાવે,
સકલ યુક્તિ ખોટી, કર્મની ટાક મોટી

॥ માસ ૫ ॥

### શ્લોક

ચૈત્ર માસે ચતુરા કહે, થયો વાસર પ્રૌઢ;
પાર પામું સખી કયમ કરી, પાખે થી રણછોડ. ૧

પલ સુને કલ પડતી નથી, પડી જાતમાં ભાત;
દિવસ થયો અતિ દુર્ગંળો, આવી વેરણ રાત. ૨

ઇંદુ ચડયો રે આકાશમાં, ઘણું શીતલ તેજ;
જાણું સખી નિર્દય ઘણો, મનમાં નહિ હેજ. ૩

સુખકારી સહુ જનનો, શીતલતા આપે;
ઉલટી રીત છે એટલી, વીરહીને સંતાપે ૪

શરદ સમે પિયુ સંગમાં, શશી એ સુખકારી;
ચંદ્ર એનો એ વ્હાલા વિના, દે છે દુઃખ ભારી. ૫

### શ્લોક

આપ્ય વર વિધાતા, પેની સુખ દાતા;
મુજ મન કર્ય શાતા, માહરી તુજ માતા
વિકળ વચન કેહેતી, દોહલા દીન સેહેતી
જ્યંમ ત્યંમ પ્રભુ લાવો, દુઃખ માહારૂં ગમાવો.
॥ માસ—૬ ॥

વૈશાખે વ્રજ બાલિકા, ભાખે રોષ વચન;
નઠોર થયા છે નાથજી, લેહતા નથી મંન. ૧

ગ્રીષ્મ કાળ હાવાં આવીયો, તપે તરણીનો તાપ;
દ્વીતિય પેલી દ્વારકપની, કયમ સહેવાયે પરિતાપ. ૨

સખી કલ્પવૃક્ષ સોહામણા, ફલ લુંમની લેહેર;
નીરખી સુધા સુખકુ, મુને, લાગેછ ઝેર. ૩

શીતલ તોય ગુલાબનું, મુને આગ ઉપજાવે;
કૃષ્ણ વિના કોટી વીધી, સુખ લેશ નાં આવે. ૪

હૌજ ઝરે જલ ઉડતું, જાવા તાપ ઉપાય;
અંતર આગ સમે નહિ, પાખે ગોકુલ રાય. ૫

## શ્લોક

મદન મો તન વ્યાપી, ન રહ્યો દુષ પાપી;
રતિ પીયુ રણ ચડીયો, માહરે બેહે પડીયો.
સુણ શિવે કામ બાળ્યો, જગતમાંથીજ ટાળ્યો
શું બાંધ્યો અલ્પ રેહેવા, મુજને દુઃખ દેવા.
॥ માસ—૭ ॥

જયેષ્ટ માસે જલ સુકીયાં, સુકી સાગર તીર,
મુજ લોચન સરીતા સમી, ધારા વેહે નીર. ૧

અરૂણ થઇ માહારી 'આંખડી, અતી નીશદિન રોઇ;
પાંપેણો પાકી રહી, અંબર આંસુડાં લોઇ. ૨

કેસરી નાદ સરીખડો, ગરજે છે સમીર,
લઘુ બુંદે ઝરમર ઝરે, માધવનું નીર. ૩

જેષ્ટ સમે સહુ જનને, ઘેર આવ્યાના દીન,
પીયુજી વસે પરદેશમાં, રીતી જગથી ભીન. ૪

ઘન ગર્જે રે ગગનમા, મેન ગર્જે મો તન,
નિર્ભય થયો રતિનો પતિ, ન આવ્યા જુગજીવન ૫

### શ્લોક

સખી અતી દુખ કયમ સહીયે, પવનનો વાત કહીયે,
મધુપુર ભણી જાશે, માહારો દુત થાશે
વીનતી હરીશુ કરશે, પ્રીતથી શીખ દેશે,
સમીર બોધ અહીને, આનજો વ્રીજ વહીને
॥ માસ–૮ ॥

આષાડે ઘન આવીયો, ગાજી નાદ ગંભીર,
અભ્રની શોભા એહેવી થઈ, જેહેવો સ્યામ શરીર ૧

ઘોર ઘટા સમે જામની, દામની ચમકાર,
નીરખી સતાપે સામની, વાગે વીરહનો માર ૨

સ્વજનને દુખદાઇ થયા, કર કોણુશુ રોર,
દીવસ ઘણાની વાતડી, રહી છે આવી હોર ૩

આવી વૃષા, ને ગ્રીષ્મ ગઇ, પ્રગટયો ઘન વોગ,
કંપ કૃમે કરે કોકિલા, મધુરે સ્વરે મોર ૪

બપૈયો પીયુ પીયુ જે કરે, સ્વાતી બુંદ મહુ પ્રીત,
પીતો નથી પય અતને, એહેવી સ્નેહની રીત ૫

### શ્લોક

હજુ સખી હરિ ના આવ્યા, હુ થકી શુ રીસાવ્યા,
પૂરણ સ્નેહ કીધો, છેતરી છેહ દીધો

મધુપુર મન મોહ્યું, પુન આ દીશે ના જોયું,
શું અપરાધે મૂકી, ક્વણ વાતે હું ચૂકી
॥ માસ–૯ ॥

શ્રાવણ વરસે સરવડે, રહી ક્ષણુ ક્ષણુ વાર;
માહારે લોચનને નીર લાગે નહિ, વેહે અચળિત ધાર. ૧

સાગર તે સમ સતા થઈ, પૂર આવ્યાં નીર;
પૂર આવ્યો માહારે દુઃખ દધી, ક્યારે પામીશ તીર. ૨

કંદર્પ જલ રે પૂરે ચડયુ, વરસે ગ્રેહે વરસાત
પુરૂષોત્તમ પરન વીના નથી–પામ્યાની વાત ૩

કામ કટક કોપે ચહ્યું, ઘેર્યું મુજ તન ગામ;
મારશે કોણુ મોહન વિના, કરીને સંગ્રામ. ૪

દુષ્ટ દર્પને દયા નથી, કષ્ટ દે છે અપાર;
કેહે સખી ક્યારે આવશે, વીઠ્ઠલની વાહાર. ૫

### શ્લોક

ભોજન સુખ ના ભાવે, નિમીષ નીદ્રા ન આવે,
જશે દુઃખ દીન જ્યારે, આવશે નાથ ત્યારે;
વિના કૃષ્ણ કોટી, સુખ વિધિ સરવ ખોટી;
વિના શ્વાતી વારી, બપૈયો નીર આધારી.
॥ માસ ૧૦ ॥

પુરૂષોત્તમ દીન પુન્યના, નાહાયો મલ માસ;
આજ ભજું એ ગોવિંદને, જાણ્યા વલ્લભદાસ. ૧

લાડ કરે શ્રી હરિ કને, વૃન્દાવનમા વાસ,
મેરની પેરે મુકુંદની, મુને અનગ અભિનાસ ૨

પ્રથમ પ્રોટ્યમ આવી આવડી, નાહનો તુ નન્દનન,
ગોવર્ધન ગધાતરે, કરે તોળ્યો કાન ૩

સાભળ સખી આત્મુ કહુ, માહરિ રે રતન,
એકવાર હરિ આવી ચડે, કરી રાખુ જતન ૪

પુરૂષોત્તમ નીત પુન્યના, રાખ્યો શરણુ મનમાસ,
મૌમા શ્રેન તેને કર્યો, એ દષ્ટાંતે છે બ્યાગ ૫

॥ માગ-૧૧ ॥

ભાગ્યો ભગ વરસતો, અતિ એ હેનીના દીન
સુખની એ હની રે વાતિ ગઈ, પડ્યુ જળ પાખે મીન ૧

હારીન અડે જેમ જેપ્પીકા, મૂકે નહી મરણાત
પ્રાણ સમી એ પ્રીત છે, ન જાણે મુજ કાત ૨

જાણે તેને ગુણ્યા, જેથી નાખ્યુ વગન,
પતગ મરે નીજ પ્રીતને, નહી દીવકને મન ૩

નગુણા થયા એમ નાથજી, નથી સેરેના નેહ,
પ્રીતની રીતને પરહરી, દીધો સ્નેહમા છહ ૪

વન્યા મૂકી કુન લોકની, સખી જેહનરે કાજ,
તન મન અ પ્યો આતમા, તેણે કીધા ત્યાજ ૫

### શ્લોક

હરિ ચિત્ત પદ નળગ્યુ નન રહે પનક અગ્રયુ,
ભ્રમર કુસુમ લોભી, ત્યમ નહીં ચીત્ત થોભી.
નટવર છબી ભાવે ક્ષણુ ક્ષણુ ધ્યાન આવે,
મધુરી મોરલી વાતો, નીહાળુ છુ વન જાતો
॥ માસ-૧૧ ॥

અશ્વિનમા હરિ આવશે, મુજને એમ ભાસે,
સાભળ્ય સખી કહુ વીનતી, મારાઃ અગ ઉલ્લાસે ૧
શુકન થયા મૂને હે સખી, ફરકે વામ લોચન,
સ્વપ્ન થયુ મુને હે સખી, લાધ્યુ અમૂલ્ય રતન ૨
શબ્દ આવ્યો ને શુકન થયા, મળ્યા ઉભય સકેત,
નવ રાત્રી ગરબે રમે, મન મોદ સમેત ૩
વિજયા આવી આનદશુ, આવ્યા ગોકુળનાથ,
આનદ પામ્યા રાધિકા, સખી મગળ ગાય ૪
શરદરી ત્રટરે સોહામણુ, ચડી આમમા વાસ,
કૃષ્ણુ કૃપાથી દયે કર્યા, પુરણુ દ્વાદશ માસ ૫

### શ્લોક

ગોકુળ હરિ પધારે, રાધિકા મોદ વારે
રગ રસ સખી સાથ-પૂજતી પ્રાણુનાથ
કૃષ્ણુ વદન નીરખી, રાધિકા અત્ય હરખી
ગઈ વિયોગ પીડા, શ્યામશુ કરતા ક્રીડા
॥ માસ-૧૨ ॥

સંપૂર્ણ.

॥ શ્રી ગોપીજન વલ્લભાર્પણુમસ્તુ ॥

## "અનન્યતા વિષે" પદ (૧૬)

### – કવીત –

વદન થી ગુરૂ પાય, ચાહે ફલ મોહી પાય,
બિના હી કીયે ઉપાય, પાપ તાપ ભાજે હે
જાકી બીન કરના, શ્રી હરી હુ પ્રસન્ન નાહીં
સાક્ષ દેન વારે શાસ્ત્ર, અબો બીગાજે હે.
હરી રૂઠે ગુરૂ ગખે, ગુરૂ રૂઠે હરિ હુ ના
ગુરૂ કૃપા અગ આગે, કોટી યત્ન લાજે હે.
એસે શ્રી અક્ષર ગુરૂ, તીનકો પ્રણામ
કોટી કરે દયા દાસ, જાકે શીશ સ્ત્ર ગાજે હે. ॥૧॥

### "કવીત"

શ્રી કૃષ્ણ પુરન બ્રહ્મ, બ્રંહ્મા જાને નહિ મર્મ;
નેતિ નેતિ નિગમ સદા સુને હે પુકારતે.
અનંત ગુન ગાની, નીલ શકર પદ પાની;
સેવે બાની, શ્રી રાની, રહે દેવ માન વારતે.
પુરુષોત્તમ ઔતારી, ત્રિગુનાક્ષર પરે ન્યારી;
સદા કાલ ધીરે બીની માયા કાલ ધારતે.
દયા પ્રભુ એસે પાય, ઓરકું ભજે બચાય,
કૂટે કર્મ જહાં તહાં ડોને જમ માગ્તે. ॥૨॥

### ॥ મત્ત ગયંદ ॥

શેષ મહેશ, બિધિ શ્રુતી, સારદ,
દેવ મુનિ સબકો સીરદારો;

અક્ષરને પન કાન અજાપતિ, નિશ્ચ્રુ નાથ નચાવનવારા
આર કરે હુ મરે હુ ભરે ફિર
આપ અભિન રહે ધીર ન્યારા
કહત દયો સન એહી, સત્ત સુહી,
ઠાકુર નંદ કુમાર હમારો ॥૩॥

## કવિત.

દેશ પતિકો આનંદ, તાસો સત ગુનાનંદ,
ચક્રવર્તિ કો હે, સો શાસ્રમે બખાન્યો હે
તાતે સત ગુનો સ્વર્ગ મહાજન તપો સદન,
ક્રમન સો ગુનો સુખ સીવકે જાન્યો હ
વાતે સતગુનો મોક્ષ બ્રહ્માનંદ ગનનાદે
માયાસે પરે તોહુ ઔર માયા સાન્યો હે
દયા નાથ પુરનાનંદ કૃષ્ણુ હી હે ગતી મેરી
મન રસીકજકો અધુરન ના માન્યો હ ॥૪॥

(યજુર્વેદોક્ત તૈત્તિરીયોપનિષદોક્ત)

### – કવીત –

જાકો કોઇ નાથ નહી, જે કોઇ કે હાથ નહી,
કોઇ જાકે સાથ નહી, સ્વેચ્છાનુસારિ હ
જાકુ કહુ આસ નહી, હીયે કાહુ ત્રાસ નહી,
ચિન્મય આભાસ નહી, આતમસો બિહરી હ
જો કોઉ ત ભયો નાહી, અત કોઇ લહ્યો નાહી
એસોહી હે કહ્યો નહી, ગો, ગો, ગતી હારી હ
દીયો જાકો નહીં ગયો, કહોકુ બન્ધ નહીં બંધો
સોહી કૃષ્ણ કહે દયો જીવની હમારી હે ॥૫॥

## ભક્ત માહાત્મ્યનું પદ (૧૭)

ભકતનકી અધિકાઈ સમનમેં ભકતનકી અધિકાઇ,
મોસેં મયરી બરની ન જાઈ,
તહુ કથનાનંદ ના સમાઇ-ટેક.

ત્રિગુન પર જોવે પુરૂષોત્તમ,
ભકત હેતુ કૃતિ અનુસારે,
જન્મ કર્મ હર્ષ શોકાદિ, ક્ષુધા તૃષા સબહી ધારે.
સમનમેં. (૧)

પર્મ અદ્‌ભુત સૌંદર્યકી સીમા, દીવ્ય ધામ નિમાગી,
નંદ આગનમેં બાસ કીયે હરિ, ગૌચારન બનમાગી.
સમનમે. (૨)

બ્રહ્માદિક બડે જનનકો, સુપને નાં જો બ્યબહાર;
સો સબ બ્રજ ભકતનકે આગે, નિત્ય ઇચ્છિત આચાર
સમનમે. (૩)

શ્રી મહાલક્ષ્મીજીકે પતિ, ધન ધામાદિ કરે કો બિચાર,
સો તજ રંક સુદામા વિદુર ઘરે, શાગ ભાજીપે પ્યાર
સબનમે. (૪)

નિર્મોહી નંદલાલ સદા, જાકો નિગમ કહત બ્રહ્મચારી,
શ્રી ગોપીજન બસ સદા ભાખે, અચ્યુત રાસ વિહારી
સબનમેં. (૫)

જિનુ સદા સાત્વીક ગુન પૂરન, પ્રલ્હાદ ભગતની આંની,
પૂર્ણ તમોગુન પ્રકાશ કીયો, ભક્ત હિત મનમાની
સજનમે. (૬)

દાસકે દાસ સજનકે સ્વામી, ડુવે ભયભીત ભારી,
માન જસોદા જબ ઉર પાવત, તબ તજ આના ધારી.
સજનમેં. (૭)

જીનકી ઇચ્છા સત્ય પ્રતિજ્ઞા, ભિષ્મકી આગે છીપાઇ;
અપનો પન તતછન ત્યાગ્યો, ભક્તેચ્છા દીપાઈ.
સજનમેં. (૮)

દુર્વાસા પ્રતિ શ્રી મુખ ઉચ્ચરે, મેં ભક્તાધીન સદાઇ,
અંબરીષ ઉત્કર્ષકે આગે, ના, મેં સ્વતંત્ર કદાઇ.
સજનમેં. (૯)

જીનકો સ્મરણ સદા સબ કરત હે, સો શ્રી ગોકુલરાઇ;
સો સદા સ્મરણ શ્રી રાધાકો, કરત પ્રશંસા ગાઇ.
સજનમેં. (૧૦)

ભક્તનકે ગુન ગાન કરત જહાં, હરિ ભજનમેં આવે,
તામેં નાથજી દયા તતચ્છન, કુતી વચન નિજ ભાવેં.
સજનમેં ભક્તનકી અધિકાઇ. (૧૧)

## પદ (૧૮)

### – સોરઠો –

જબ તરુવરકી ફૂલ, તબ વાકો ફલ જાનીએ;
વહુ લહી, નર, મત ભૂલ, જો ફૂલ્યો તો ફલ ગયો. (૧)

ગા, નટ નાયેક, લલીત શ્રી, સારંગ પાંણી કાંહાંન;
જ્યા હી ગોરી શંકર ભજે, જદપિ રૂપ કલ્યાણ. (૨)

રે જંન જંન જંન ત્રષ્ણ ધર,
ધર, ધર, ધર, ધર આશ;
સંગ શ્રંગી સાખી હરે, ઉપજન પત્રી ઉદાસ. (૩)

દુહો.

મેરો મન તેરો ભયો, તીલ તીલ ચાહત તોંહ;
તોસી મૂરત છાંડી કે, કહા કરે લે મોહ.
(શ્રી ગોકુલનાથજી બહુ હર્ષ પામ્યા હતા.)

---

"મિથ્યા શાદને માથાકૂટ માંડી રે શ્રીકૃષ્ણ શેંનાં ભજે"
તેનાજ જોટાની તરેહનું

પદ (૧૯)

તમો કોઇ એક બરદ વિચ્યારી રે,
હરી માહરો હાથ ગ્રહો.
અતુલિત બલ અકળક ઢળીયારે,
બહુ એક બરદ વહો. ॥ટેક॥

પતીત પાવન તમો તો હું પતીત,
દીન બંધુ તો દીન છું સાચો;
અધમ ઉદ્ધારણ છો તો મુજને,
ઉદ્ધારો, હું કાંઇ અધમનાં કાચો.
હરિ માહારો હાથ ગ્રહો. ૧

ગરીબ નિવાજ હો તો મુજને નીવાજો,
હું થી ગરીબ કો ના જાણો,
અનાથ નાથ કહાવો તો હું અનાથ છુ હું,
નાથ થઈ માહારા ગાજો રે–હરિ માહારા૦ ૨

શરણાંગત વછળ છો તો, શરણ આવ્યો છું હું,
વિશ્વંભર છો તો પોષણ કીજે;
ગણુઠોડ છો તો મુજને ગણુથી છોડાવો,
રંક ગ્રહ્ય તો ગ્રહી લીજે–હરિ માહારા૦ ૩

અગત ગની કરતા છો કોટીક,
એહેવાં બળવંત બરદ તમારાં;
મનમાં આવે તેહેમાં પણ મુને માની,
દયો કહે દુ:ખ કાપોની માહારાં રે–
હરિ માહારો હાથ ગ્રહો૦ ૪

## પદ (૨૦)

રાગ બિલાવર–

"શ્રી ગોવરધન ધર લાડીલો સગે શ્યામા પ્યારી—"
તેનો જોટો હશે.

એ વર માગું તમ કને, કરુણાનીધિ ગીરિધારી;
કૃપા કટાક્ષ મુજ ઉપરે, સદા રાખો તમારી
એ વર માગુ–ટેક.

સદા ભક્તિ પ્રેમ લક્ષણા, સદ સંગત દેજો,
નીજ સેવા સંપ્રણ સદા, ગુરૂ પદ ગતિ રહેજો.
એ વર માગું. ૧

પૂરણ કામ ગમો સદા, નીજનો કરી જાણો,
અતિ અપરાધ હું થી બણે, તોહે મન ના આણો
એ વર માગુ ૨

પરાશ્રય કૃત વસ્તુ હોય તે, હું થી રહેજો અળગી,
નીરમળ મતી થઇ માહેરી, તવ ચરણે રહો વળગી
એ વર માગુ ૩

નટવર છબી કૃષ્ણ નિત્ય પ્રતિ, માહારે નેણે નરખુ,
મન ગમતુ સુખ અનુભવુ, હૈડા માહે હરખુ
એ વર માગુ ૪

દંપતી રૂપ દયા કરી, મુજ હૃદયામા રહેજો,
જન દયાનો શ્રી કૃષ્ણજી કર શ્રી કરે હેજે
એ વર માગુ ૫



## પદ (૨૧)

દક્ષીણ દેશ અતિ શોભા છે, શ્રી પંઢરપુર ગામજી,
વ્યાપિ વૈકુંઠથી પધાર્યા, શ્રી વિઠ્ઠલ નામ—
જોવા જઇએજી.—ટેક ૧

ચંદ્રભાગાની તીરે ઉભા, ગર્વ રૂખમાઇ કેરા નાથજી,
સંસાર સાગરને પાર કરવા, કરી પર ધરિયા હાથ
જોવા જઇએજી ૨

ચરણ કમળ સમાન કરીને, કૃપા કટાક્ષે જોયજી,
ત્રિવિધિ તાપને દૂર કરીને, દુખડા સર્વે ખોય
જોવા જઇએજી ૩

શ્રી કરે તુળશીની માળા, ચરણુ લગે પગ્સાયેજી;
ણુકા ચંદન છીરકે તેના, મનડાં અતિ હરખાય.
જોવા જાઇએજી. ૪

શ્રી અંગ શામળ વરણુ સોહે, જાંણે અંબુદ હોયજી;
પિતાંબર કટી તટીએ રાજે, ચંચળ દાંમણી મ્હોય.
જોવા જાઇએજી. ૫

મધુર રૂપ સુંદરતા સીમા, બળભદ્ર કેરા વીરજી;
સ્નેહ કરી અવલોકે જન જે, તેહેનાં નાં રહે ધીર.
જોવા જાઇએજી. ૬

પ્રભુ તણો મોહોટો છે મહિમા, સહુકો નાચે ગાયજી;
શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ કહેતાં આનંદ પ્રફુલિત થાય.
જોવા જાઇએજી. ૭

કૃપા કરીને દર્શન આપ્યાં, અવિલોક્યા આનંદજી;
દાસ દયો બલિહારી જાયે, નિત્ય નિત્ય તમને વંદે.
જોવા જાઇએજી. ૮



## પદ (૨૨)

રાગ—બીહાગ

પ્રીત્યની રીત્ય શું વેદ વખાણેરે
અગમ્ય અગોચર વસ્તુ એ એવી, અનુભવીનુ ઉર જાણે—
પ્રીત્યની રીત૦ ૧

પ્રેમની પોથી પંડીતને અજાણી, ન ભણાય ગણને રાણે,
પ્રેમ પુરુષ નર પાતક પુરમા—જે પેમે તે માણે
પ્રીત્યની રીત૦ ૨

શીમે સાભળ ન આવે એ નતી રસ,
નન મળે તન શ્રમ નાણે,
નેહ ગતિ લેકે એક નાથ દયાનો ઉપનિષત આપ ગાણ—
પ્રીત્યની રીત શું ૦ ૩

## પદ (૨૩)

રાગ મલ્લાર

મે કૈસે કરૂ પીયા નમે મધુપુર જાય,
મેરી તો કછુ લેકે ન પીર, મેં કૈસે કરૂ— ૧

એક શ્રાવન મેરે આગન મગે, દુજ્યો ભાવન દમટ મકે નીર
મે કૈસે કરૂ૦ ૨

આવનકી આવી અવધ વીત ગયી,
બીગ્ય ભયો મન ધરે ન ધીર—મે કૈસે કરૂ૦ ૩

કેદે બદુ અન કમજ્યો મીતરો,
ન્યામે પ્રીતમ પ્યારો મનરો બીર—મે કૈસે કરૂ૦ ૪

## પદ (૨૪)

રાગ

સામળીયો સનેહી મ્હારો, ફાગણની ફોજ,
ફાગણ ચાંદલાનો ચોગ—સામળીયો સનેહી મ્હારો—ટેક

પરણ્યો મુને પીડેરે આ, સાસુ કરે મોજ,
નણદી મુને મેણાં દે છે, નગન ફરો—સામળીયો ૧

એ વિના ના છુટે રે હેતનો અફોળ રે,
દયા પ્રભુ પામ્યો નહી, તે તો નર નારી કઠોર
સામળીયો સનેહી મ્હારા૦ ૨

## પદ (૨૫)

રાગ પ્રભાત

એહેવા કૃષ્ણ હીઅધી અરવીંદ મુઝ મન વસો,
દુઃખ અઘ હરણ સુખઅેન ધામ, કલ્પદ્રુમ, કામ દુર્ગા,
ને ચીંતામણિ,
તે થકી અધીક જન પુન્ય કામ—ટેક

જેહેની નખ ચંદ્રિકા કેરી કાંતિ થકી,
તાપ ત્રય તિમીર અજ્ઞાન વામે,
જેહેને હર, હિરણ્યગર્ભ, શેષ, બા, સરીખડા,
વદે, વાસર નીશા, નમ્ય વીરમે એહેવા૦ ૧

જેહ પંદને વિષે, ચીન્હ ષટદશ રહ્યાં,
દક્ષિણે નવ તથા સપ્ત વામે;
ભક્ત હીત કારણે, સકળ શુભ, ફળ સદન,
ધારણ કીધાં છે, સદા સુંદર શ્યામે—એહેવા૦ ૨

સ્વસ્તિ, યવ, અષ્ટ કૂંણ, વજ્ર, ધ્વજ, જાંબુફળ,
ઉર્ધ્વરેખા, અંકુશ અબ્જ લહીએ.
ત્રિકોણ–બિંદુ–કળશ–હરિ–ધનુષ,
ગોષ્પચરણ અરધ ઇન્દુજ કહીએ;—એહેવા કૃષ્ણ૦ ૩

તે ચરણ કમલ મુજ ચિત્ત વસો કે
માહારૂં ચિત્ત તે ચરણશું રે લેહેર્યો લાગું;
કૃષ્ણ કરૂણા નિધિ આપો મુંને એટલું,
ભણે દયો દીન હું એજ માગું.—એહેવા૦ ૪

---

## પદ (૨૬)

### રાગ સોહેણી

પતીત પાવની, તું જે શ્રી જમુને મહારાંની. ટેક.
અધમોદ્ધરની, અઘદુઃખ હરણી, શરણાંગત સુખદાની
કલીંદ નંદની જક્ત વંદની, પુરૂષોત્તમ પટરાની.
પતીત પાવની. ૧

તુર્ય પ્રિયા શ્રી કૃષ્ણ દયીના, પ્રેમ પુન્જ ઠકુરાંની;
પ્રભુ મીલન પ્રતિબંધ, દલની, જન કૃત લીલા વિજ્ઞાની.
પતીત પાવની. ૨

લમે ન કછુ જમ ધામ દુષ્ટ તબ, જે મ્હાપી પપપાની
દરશ પરશ ગુણગાન જનની કેહુ, ગોદાસ પેડે યાની
પનીત પારનીં૦ ૩

— ૦ —

## પદ (૨૭)

રાગ–એમેયો

બનજા હરિદાસા કે હરિદાસા–એ પદની તરેહમા ગવાય છે
જીયા તોકે કેહુ બેર સમુઝાયો,
તે મેરી શીખ ના માનીજી—ટેક

સત સગત, સેવન શ્રી ધર કો, કછુ ન કયોં, અભિમાનીજી
જીયા ૧

બેદ શાસ્ત્રકો બચન ન માન્યો ગુરૂ સતકી માલાની,
તુ અપની ધ્યાનપમે છાકયો, ચોટી ગન્યો ગુની ગ્યાનીજી
જીયા ૨

પડીત લો પરમોધ ગતાવે, તુ તો કરે મનમાની,
તેરી ગતિ કહા, મો કહુ સુઝે, ભજે નહી સારીગ પાનીજી
જીયા ૩

હરી સમ્રન બીન જનમ ગમાયો–માયા મન નપટાની,
આય અચાનક મીચ ગહેગો, સો ન પરેગી જાનીજી
જીયા ૪

કાળ બ્યાન, ભક્ષક સગ બનકો, બ્રહ્માદિક બીત મા તી,
દયા શરણુ ગીરીધરન લાન બીન, કોઉન ગચેગો પ્રાનીજી
જીયા ૫

# પદ (૨૮)

## सवैया

ઐરિ કા કહિયેં પર પીર ન કંપ,
ભઈ નિર દૈ તું ગહેં અસુરી૦
પૈંન એ તો છીંન છીંન છીને, કછુ બેધક સાયક તૈપસુરી ॥
અ તો, એ, રૂજ, કો સું, ટરૈન, પેરે સહિવે કલછ્ય બહૈઅસુરી. ॥
હમતો વજ્રકો બસિ એોઇ તન્યૌ, અબ બેરન તું બસિરે—
બસુરી. ॥૧॥

કુલ, લોક, સુવેદ, ગુરૂ જનકી, તજી લાજ,
એ કાજ કીયે બેહદાં
મોહની ગડ તોરિ ધનિ ધનહ,
અબલા પરીસાહસ પ્રેમફદાં ॥
પંનનેં ન રિકિ ઘટિ જાંનિ પરિ કૃતિ ઐસી બનેં—
નહિં કોઉ કહાં ॥
બયે કૃષ્ણકે દાન હુ, સાંસ હસે, અજહૂ, ન બદાં, ન બદાં,
ન બુદાં, ન બદાં. ॥૨॥

એક સમેં નિજ આસ્ય વિલોકત,
કચ્ચ સુધારિ શ્રી ધેં કેં અરિસા:
પ્રગટ અયે કર કંજ સુહે, કછુ બોલે વિના હિરે શ્રી સુગંદિસા:
કમલા ઉર ધ્યાય લિયો અયના,
તબનાથ ધર્યો અપકો સુનુસિસા '
કહે દયો દંત પતિ સેંન કરી કહા,
ભેદ ભખો મિલ પાંચ પચીસ. ॥૩॥

જેહનો અર્થ ન પ્રીછ્યો જાય, પ્રિત્ય ન ઉપજે તે તે માટ્ય,
અલ્પ આયુષ કલિયુગ માનવી, શકે નહિ વિદ્યા અનુભવી ૭

તેહનો સાધો એક ઉપાય, પ્રાકૃતે જો અર્થ લખાય,
તો કો તેહને આદરે, પાઠક શ્રોતાનુ મન હરે ૮

અજ્ઞાનીને જ્ઞાન પ્રકાશ, થાયે પાતક કેરો નાશ,
તે માટે અજ્ઞાની દીન, મંદ બુદ્ધિ ને વિદ્યા હીન ૯

ચાડોદનો વિપ્ર અવિદ્યા ભર્યો, વૈષ્ણવ હરિજન કુળ અવતર્યો;
પ્રભુગમ વિનાનુ જ્ઞાન, નામાભિધાને કહે હથાનામ. ૧૦

ભવસાગર તરવાને કાજ, ગ્રંથ આરંભ્યો ત્યાંએ આજ,
માત મહાલક્ષ્મી મનસા વહી, ગીતાજી કથવા મતિ ચહી ૧૧

દેખાડે જેમ કોઈ જ્ઞાન, રવિને દીપનુ અનુમાન,
ત્યમ એ વાણી બ્રહ્મજ તણી, લઘુ વાણી ગુર્જરી ભણી ૧૨

સુવિદ્યાનંત ગુરુએ જે કહ્યું, તત્ત્વ રહસ્ય ત્યાંનું મેં ગ્રહ્યું,
શ્લોક મૂળ તણો આ સર્વો, ચોપૈબંધ, તેહને વિસ્તર્યો ૧૩

પંડિત જન તણી કેટલી, ગ્રંથારંભ કરે ત્યાં વળી,
મનસાનો દાતા જે હરિ, તેણે એ ઇચ્છા મન ધરી ૧૪

બુદ્ધિ પ્રેરક કૃષ્ણ સદાય, તેને ચરણ અતિ સદાન,
કળ વેના થાયે આકળો, પ્રૌઢ વૃક્ષથી જેમ પાગળો ૧૫

શ્રી ગુરુ કૃપા મન ધરી આશ, તેમ દાસે કીધો અભ્યાસ,
જેહની કૃપાએ નવો ગ્રંથ થાય, સિદ્ધ કર્યા પણ તે ગુરુ સદાય ૧૬

ભક્તિ એ ધી કરી ઉજ્જવળ, તેણે સુબુદ્ધિ કરે પ્રકાશ,
બુધજન વિદ્વાન જોય, વદન કુળ દીપે એ ૯૯. ૧૭

શ્રી

## શ્રી ગુરૂભ્યો નમઃ શ્રી ગોપીજન વલ્લભાય નમઃ

## શ્રી કૃષ્ણાય નમો નમ

## અથ શ્રીમદ્ ભગવદ્ ગીતા પ્રાકૃત ભાષા-
## પદ્ય બંધ લિખ્યતે.

### અધ્યાય-૧ પહેલો-પ્રારંભ. "ચોપાઈ."

શ્રી ગુરૂ ચર્ણ પ્રતાપે કરી, ગોવિંદ ગુણ ગાઉં વિસ્તારી,
ગુરૂ ગોવિંદને કરી પ્રણામ, સદા મગન મૂર્તિ ઘનસ્યામ ૧

સ્મરણ કરીને ધરૂં ઉર ધ્યાન, વર્ણું શ્રી ગીતા આખ્યાન
ગીતા મહાભાગતને આદ, શ્રી કૃષ્ણ અર્જુન સંવાદ ૨

અર્જુનને યથાર્થ ન તત્ત્વ જ્ઞાન, રહેતું શોક મોહનું ભાન,
જેણે રેહેતો નહિ વિવેક, નિશ્ચય રહેતો નહિ મન એક૦ ૩

કુરૂ ક્ષેત્રમાં જે જે થયું, સંજયે રાજાને તે કહ્યું,
વેદ વ્યાસે ભારત માંય, કહી કથા અઢાર અધ્યાય ૪

ઉપનિષદ્ માહેનો સાર, બ્રહ્મ જ્ઞાન, ને તત્ત્વ વિચાર,
યોગ ધ્યાન ને મુક્તિ પદાર્થ વિશ્વરૂપ તથા ગુઢાર્થ ૫

શ્રી મુખ થકી શ્રવ્યું જે સુધા, વાણી ગીર્વાણે સુબુધા,
તેહ તણો ત્યાં દુર્ગમ અર્થ, મંદ ધી નહિ પામવા સમર્થ ૬

જેહનો અર્થ ન શીખ્યો જાય, નિત્ય ન ઉપજે તે તે માત્ર,
અલ્પ આયુષ્ય કલિયુગ માનવી, શકે નહિ વિદ્યા અનુભવી ૭

તેહનો સીધો એક ઉપાય, પ્રાકૃતે જો અર્થ લખાય,
તો કો તેહને આદરે, પાઠક શ્રોતાનું મન ઠરે ૮

અજ્ઞાનીને જ્ઞાન પ્રકાશ, થાયે પાતક કેરો નાશ,
તે માટે અજ્ઞાની દીન, મંદ બુદ્ધિ ને વિદ્યા હીન ૯

ચાડોહનો વિપ્ર અવિદ્યા ભર્યો, વૈષ્ણવ હરિજન કૃપા અનતર્યો,
પ્રભુગમ વિનાનું જ્ઞાન, નામાભિધાને કહે વ્યાખ્યાન ૧૦

ભવસાગર તરવાને કાજ, ગ્રંથ આરંભ્યો ત્યાએ આજ,
માત મહાનંદમી મનસા નહી, ગીતાજી કથવા મતિ ચહી ૧૧

દેખાડે જ્યમ કોઈ જ્ઞાન, રવિને દીપકનું અનુમાન,
ત્યમ એ વાણી સહજ તણી, વધુ વાણી ગુર્જરી ભણી ૧૨

સુવિદ્યાવંત ગુરુએ જે કહ્યું, તત્ત્વ રહસ્ય ત્યાનું મેં ગ્રહ્યું,
શ્લોક મૂળ તણો આ સર્યો, ચોપૈ ગ્રંથ, તેહને વિસ્તર્યો ૧૩

શક્તિ જન તણી કેટલી, ગ્રંથારંભ કરે ત્યાં વળી,
મનસાનો દાતા છે હરિ, તેણે એ ઇચ્છા મન ધરી ૧૪

બુદ્ધિ પ્રેરક પ્રાણ પ્રદાય, તેને ચરણ મતિ સદાય,
કૃપા જેના થાયે આકળો, પ્રૌઢ દક્ષથી જ્યમ પામજો ૧૫

શ્રી ગુરુ કૃપા બળ ધરી આશ, ત્યમ રચી એ કીધો અભ્યાસ,
જેહની કૃપાએ મનોરથ થાય, સિદ્ધ કરવા પણ તે ગુરુ સદાય ૧૬

શ્રી હરિ એ ધી ધરી ઉજાશ, તેણે સુબુદ્ધિ કરે પ્રકાશ
શ્રી ગિરિધર વિઠ્ઠલસુત જેહ, નમન કુળ દીપ એ દેહ. ૧૭

વંશ ભૂષણ શ્રી દેવકી નંદ, સદ્‌ગુરૂમાં મતિ શ્રી ગોવિંદ,
તેના ચરણ પ્રતાપે મન ધરી, ગ્રંથ આરંભ્યો ઉદ્યમ કરી ૧૮

સત્ય સંકલ્પના દાતા હરિ, એવી દ્રઢતા મનથી કરી,
સમગ્ર ગીતાનો જે સાર, રહસ્ય કહેવા થયો વિચાર ૧૯

વ્યાસ ધ્યાન એક હરિનું નામ, સકલ મનોરથ પૂરણ કામ;
વ્યાસાદિ ગતિ નહિ હું બાળ, મયા કરજ્યો ગુરૂ દિન દયાળ. ૨૦

કાર્ય ઘેલાનો દાતાર, ભવસાગર ઉતારે પાર;
કૃષ્ણ કૃપાનિધિ કરૂણા સિંધુ, દીનજન તણો તે કહાવે બંધુ ૨૧

તેહને નામે કથની કથી, શુદ્ધ અશુદ્ધ જાણતો નથી;
જેવી પ્રેરી તે મતિ અનુસાર, ગીતાસાર રૂપ કરૂં ઉચ્ચાર. ૨૨

શ્રી કૃષ્ણદાસ કૃતિ કહેવા માત્ર નરનારાયણ ન જાણવા પાત્ર,
તદપિ સાહસ આદર્યું કામ; કૃષ્ણ કૃપા બળે ગણી હામ. ૨૩



# શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧ લો

હસ્તિનાપુર આવ્યા વેદવ્યાસ, ત્યાંહાં ધૃતરાષ્ટ્ર કેરે આવાસ;
રાયે પૂજા કીધી ઘણી, પૂછી વાત સંગ્રામજ તણી. ૧

વ્યાસ કહે રાજા એ ધાર, દેવ ચક્ષુ તુંને આપું સાર;
અહીં રહ્યાં તે સૌ દેખશો, કૌરવ પાંડવ યુદ્ધ પેખશો. ૨

॥ ધૃતરાષ્ટ્ર ઉવાચ ॥

સ્વામી જન્મ લગી હું અંધજ રહ્યો,
ઘણો કાળ અણુ દેખે ગયો;
પુત્ર મરણુ જોવાને કાજ,
શું દેવ ચક્ષુ માગું મહારાજ. ૩

પછી વ્યાસે શિષ્ય સંજય છે જેહ;
આપી નેત્ર બેસાડયા તેહ.
કુરૂ ક્ષેત્રમાં જે કાંઈ થશે,
તે સંજય અહીં બેઠો દેખશે. ૪

એવું કહીને વ્યાસજી ગયા,
સંજય પ્રત્યે રાય બોલિયા.
કહો સંજય હમણાં શું થાય,
કોણ કોણુ મળિયા છે રાય. ૫

## ॥ ગીતા પ્રારંભ ॥

ધર્મ ક્ષેત્ર કુરૂ ક્ષેત્રજ સહી,
પ્રચ્છે જુધ્ધ ત્યાં એકઠા ગ્રહી,
માહારાજ ને વળી પાંડવા,
સંજય તે શું કરતા હવા ૬

અઢાર ક્ષોણી સૈન્યા મળી,
અર્જુન સરખા જેહા બાણુ વળી;
સ્વામી તે યુધ્ધ કેમ પામીએ,
ઇચ્છા છે પણ નહિ દેખીએ. ૭

### સંજય ઉવાચ.

અવિ લોક્યું પાંડવ સૈન્યને,
બહુ મોટું ત્યાં દુર્યોધને;
આચાર્યની પાસે જઈ, રાજાએ ત્યાં વિનતી કહી. ૮

સંજય કહે રાજા એ ધાર, હમણાં દુર્યોધન કરે વિચાર
દ્રોણાચાર્યને વાણી કહી,
પાંડવ સૈન્ય મળ્યું છે સહી. ૯

જુઓ કોણ કોણ આવ્યા છે જેહ;
આચાર્યજી નીરખીએ તેહ.
નિરખો આ દલને આચાર્ય,
બળિયું પાંડવનું માહારાજ. ૧૦

દ્રુપદ પુત્ર શિષ્ય જે તમ તણો,
તેહનો આદર છે અતિ ઘણો.

દ્રુપદ પુત્ર તવ શિષ્ય છે જેહ,
ભીમ અર્જુન સમ બળિયો તેહ; ૧૧

એહમાં અતિ શૂર રાજન,
બળિયા અર્જુન ભીમ સમાન.
મહારથી દ્રુપદ સાત્યકી,
વિરાટ વીર્યવાન તે થકી ૧૨

ધૃષ્ટ કેતુ ને કાશીરાજ,
ચેકીતાન સુભટ સમ સાજ.
કુંતી ભોજ પુરંજીત બળી,
સૈવને નર પુંગવ વળી. ૧૩

યુધામન્યુ ઉત્તમ તે જેહ,
મહા પરાક્રમી છે ત્યાં તેહ.
અભિમન્યુ ને સુત દ્રૌપદી તણા,
એ સર્વે અક્ષવંતા ઘણા. ૧૪

હવે આપણું કહું તે જાણ,
ત્રિલોક સંહારક છે ભુજ બાણ;
સુજ્ઞેન આપણા માંહ્ય,
પ્રીછો તેહ તમો દ્વિજરાય ૧૫

તે માંહે નાયક મહારથી,
નામ સર્વનાં કહુ ત્યાં કથી;
પ્રથમ તમો ભીષ્મને કર્ણ,
કૃપાચાર્યને તથા વીકર્ણ. ૧૬

સોમ દત્ત ને અશ્વસ્થામ,
સમરથ જીતવાને સંગ્રામ.
સલ્પ સરખા છે મહારથી,
સેનાપતિ ભીષ્મ જાણો અતિરથી ૧૭

બીજા બહુ પરાક્રમી ઘણા,
શસ્ત્ર બાણ ધર નહી કાંઈ મણા;
એહેવું સુણી દુર્યોધન ગયો,
મેન્યામાં જઈ ઊભો રહ્યો. ૧૮

મહા પ્રીછક વઢવા ભડરાજ,
મરણ આદર્યું મ્હારે કાજ;
પણ પૂરણ દલ નહીં આપણું,
રખવાળુ ત્યાં ભિષ્મજ તણું. ૧૯

પૂરણ દળ પાંડવનું સહી,
રાખે ભીમ બહુ આદર વહી;
તે કારણ આ સર્વે યોદ્ધ,
તે સહુ કોને કરો પ્રબોધ ૨૦

ઠાંમ ઠાંમ મેન્યાના ધણી
રક્ષા કરે પિતામહ તણી.
વળતી વૃદ્ધ પિતા કુરુ રાજ,
ત્હેને હર્ષ ઉપજાવા કાજ. ૨૧

મુખ થકી કીધો સિંહ નાદ,
શરો વળી શંખનો સાદ;

ત્યારે બહુ શંખને ભેર,
પણવ આનક ગોમુખની ટેર. ૨૨

સહસા શબ્દ સુંદર જે હવા,
ઓછ્યા નવ્ય જાએ જુજવા;
શંખનાદ સેન્યા બેઉ કરે,
સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે ઉચ્ચરે. ૨૩

તદનંતર માધવ પાર્થે,
શ્વેત અશ્વ જોડયા છે રથે;
બેઠા તેણે મહત પ્રસાદ,
દિવ્ય શંખના કીધા નાદ. ૨૪

પાંચ જન્ય દેવદત્ત જેહ,
વાહ્યા કૃષ્ણ ધનંજય તેહ.
પૌંડ્ર નામ માહા જે શંખ,
કીધો નાદ ભીમે નિઃશંક. ૨૫

કુંતી સુત રાય યુધિષ્ઠિરે,
અનંત વિજે ત્યાં ઊંચે સ્વરે;
સુઘોષનો સ્વર નકુલે ભર્યો,
મણિપુષ્પક સહદેવે ધર્યો; ૨૬

કાશીરાજ ધનુર્ધર બલી,
મહારથી શીખંડી વળી;
ધૃષ્ટ દ્યુમ્ન વિરાટ સાત્યકી,
જીતે નહીં કો એહજ થકી ૨૭

અર્જુન વચન શ્રી કૃષ્ણ સાંભળી,
હાંક્યો રથ જ્યાંહાં સેન્યા મળી ૩૩

જો સભામાં જોધ તેહ,
યોદ્ધ સહુ ઊભા છે જેહ,
રણમાં યુદ્ધ તણી મને હામ,
મે કરવો કો શું સંગ્રામ ૩૪

યુદ્ધ તણી ઇચ્છા મન ધરી,
એ રણ માંહે આવ્યા પરવરી;
દુર્બુદ્ધિ જે ધૃતરાષ્ટ્ર તન,
તેના હિતુ નિર્ખવા મન ૩૫

॥ સંજયોવાચ ॥

તતક્ષણ હૃષીકેશ ત્યાં એન,
ગુડાકેશને કહી તતખેન
ઉત્તમ રથને ત્યાંહાંથી લઈ,
બે સેના મધ્યે સ્થાપ્યો જઈ ૩૬

દ્રુપદને દ્રુપદીના તન,
તથા માદ્રી બાળ અભિમન્યુ,
એ સર્વેના શંખ જુજવા,
રાજા સુણો નાદ બહુ હુવા ૨૮

સુણી શબ્દ એહવો થયો ઉદે
શતે ભ્રાતના ફાટયાં હદે
પડછંદ તેહના જોરા,
પૃથ્વી નભ લાગ્યાં બોલવા ૨૯

પછી સહસ્ત્ર મોદ અર્જુને,
ધૃતરાષ્ટ્રના સુત સર્વને
સાવધાન દીઠા જવ પ્રમુખ,
સંભાળ્યું પોતાનું ધનુષ ૩૦

ત્યાં અર્જુન કવચ થયું શતખંડ,
શૂરવીર વાધ્યો બ્રહ્માંડ;
અર્જુન કહે સાંભળો ભગવાન,
બેઉ સેન્યાનું મધ્ય પ્રમાણ. ૩૧

હ્રષીકેશને કહ્યું વચન,
તે તો તમો સુણો રાજન;
ત્યાં રથ આપણો મેલો એહ,
જોઉં કોણ કોણ આવ્યા છે તેહ. ૩૨

સ્વામી આ રથ ઉત્થાપીયે,
ઉભય સૈન્ય મધ્યે સ્થાપીયે;

અર્જુન વચન શ્રી કૃષ્ણ સાંભળી,
હાંકયો રથ જ્યાંહાં સેન્યા મળી ૩૩

તો સભાળી જોયુ તેહ,
યોદ્ધ સમ્ન ઊભો છે જેહ,
ગણુઆ યુદ્ધ તણી મને હામ,
મે કરવો કો શુ સગ્રામ ૩૪

યુધ્ધ તણી ઈચ્છા મન ધરી,
એ દળ માહે રહ્યા પરવરી,
દુર્બુદ્ધિ જે ધૃતરાષ્ટ્ર તન,
રહેના હિતુનિખરિયા મન ૩૫

## ॥ સંજયોવાચ ॥

તતક્ષણ હૃષીકેશ ત્યા એવ,
ગુડાકેશને કહી તતખેવ,
ઉત્તમ રથને ત્યાંહાથી લઇ,
મે દળ મધ્યે રથાપ્યો જઇ ૩૬

પડે ભીષ્મ દ્રોણ દેખતા,
બીજા યોદ્ધાને પેખતા
શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યુ,
જો આ કૌરવ દળ જે રહ્યુ ૩૭

તે વારે દીઠા ત્યા દળ સાથ,
પિતા પિતામહ ગુરુ સનાથ,

વળી ઘણા માતુલ ને ભ્રાત,
પૂત્ર પૌત્ર સખા સાક્ષાત. ૩૮

તથા શ્વસુર સુહૃદ ત્યાં ઘણા,
એહુ એ દળમાં પોતા તણા;
નિરખ્યા કૌંતેયે તેણીવાર
બંધુ એ સર્વે નિરધાર ૩૯

તે દેખી દયાલ મન થયું,
ખેદ પામતાં એહવું કહ્યું. ૪૦

॥ અર્જુનોવાચ ॥

અર્જુન કહે સાંભળો મદુરાય;
સ્વામી એ શું મેં યુધ્ધ નાં થાય.
એ તો મમ સ્વજન માહારાજ,
આવ્યા છે જે વઢવા કાજ. ૪૧

એ દેખીને અંગ પિડાય, મુખતો મારૂં સુકી જાય;
થરથર કંપે આખી કાય, રોમાંચ શરીરે ઊભાં થાય. ૪૨

ગાંડીવ ધનુષ્ય હાથથી પડે,
ત્વચા દહે ને મન હડબડે;
શરીર મારૂં ગળીને જાય,
અર્જુન જોઈ દિગ્મૂઢજ થાય. ૪૩

ગાત્ર ગળિત ચરણુ ભંગિત થયો,
ગાંડીવ ધનુષ્ય નાંખીને રહ્યો

વિભ્રમથી ચિત્ત જાયે ચળી,
એવાં રહેવાયે નહિ વળી ૪૪

શરીર તણી અવસ્થા સકળ,
સ્વામી વિપરીત દીસે વિકળ;
હણતાં સ્વજન પોતા તણાં,
શ્રેય નહિ સર્વે આપણાં. ૪૫

હું તો નવ વાંછુ સુખ રાજ,
જય પામવાને મહારાજ;
અર્જુન કહે ધિક્ ધિક્ એ રાજ,
એહેનું મ્હારે નથી પ્રભુ કાજ. ૪૬

કહિં, શું રાજ્ય ને શો એ ભોગ,
શો એ જીવ્યાનો સંજોગ;
એ તો સકલ ભોગ સુખ રાજ,
ઇચ્છિયે કીજે જેહને કાજ. ૪૭

તે તો સર્વે સુખ ધનને તજી,
મરવા આવ્યા છે ત્યાં સજી,
બહુ આચાર્ય પિતાને પુત્ર,
પિતામહ મામાને પૌત્ર. ૪૮

સસરા ને સાળા અમ તણા,
તથા સંબંધી દીસે ઘણા;
સ્વામી કુળ ક્ષય કયમ કીજીયે,
એ પાતિક શીર કયમ લીજીયે. ૪૯

ઇચ્છું નહીં, એ, હણવા, કદા,
અમને જો એ મારે જદા,
અપિ ત્રૈલોક્ય રાજ્યને હેત,
હે મધુ સૂદન તો મહી કેત ૫૦

હણતાં ધૃતરાષ્ટ્રના તંન,
રીઝે નહિં અમારૂં મંન,
આતતાઈ પટ્ વિધ છે એહ,
તો હે પાપ તે હણતા તેહ. ૫૧

યોગ્ય નહીં અમો એ મારવા,
ધૃતરાષ્ટ્ર સુત સહ બાંધવા;
તે માટે સુણો યદુનાથ,
સ્વજન મારે સુખ શું થાય. ૫૨

યદ્યપિ એ લોભાંધજ હવા,
પેખે નહીં કાંઇ કૌરવા;
કૂળનો ક્ષય કરે નર જેહ, ઘોર નરકે પડે જન તેહ. ૫૩

કૂળનો ક્ષય કીધાનું પાપ,
મિત્ર દ્રોહ તણો અભિશાપ.
તો કયમ અમો ન પ્રીછું કર્મ,
કરવો ન ઘટે એહ અધર્મ. ૫૪

કુળ ક્ષય કીધાનું દુષણ,
દ્રષ્ટિ દેખું મધુસૂદન.
કુળને ક્ષયે સકળ કુળ માંયે,
અધર્મ તણો પ્રવેશજ થાયે. ૫૫

ધર્મ સનાતન જે કુળ તણો,
જાયે, ઉપજે, અધર્મ ઘણો.
અધર્મ થકી કુળની સ્ત્રી જાત,
દોષ જનીત થાયે વિખ્યાત. ૫૬

તે તો જન્મે સંકર વર્ણ,
એ દુઃખ સ્વામી અશરણ શર્ણ..
સંકર જ્યાં, હોયે નારકી,
પિતૃ કો તેહેના કર થકી ૫૭

પાંમે નહિ ઉદક ને પિંડ,
પડે નર્ક સહે યમ દંડ.
સંકર સંબંધી દોષથી,
જાતિ ધર્મ જાયે કુળ થકી. ૫૮

પરા પૂર્વના જે કુળ ધર્મ,
સર્વે નાશ પામે શુભ કર્મ.
કુળ જેહનો થાય નાશ,
તે પ્રાણીને નર્ક નિવાસ. ૫૯

પાપ કુળ ક્ષય કીધા તણું,
સ્વામી એ પાતિક ન આપણું.
હુ તો સત્યોં મહા પાતકી,
એ ઉદ્યમ કીધો મન થકી. ૬૦

ઇચ્છ્યું રાજ્ય સુખ પોતા તણું,
તે અર્થે શું સ્વજનને હણું.

યદ્યપિ મેં ત્યજ્યાં હથિયાર,
કૌરવ શસ્ત્રે કરે પ્રહાર ૧૧

રણ માંહિ મારે જો એમ,
એણી વાતે મ્હારૂં ક્ષેમ.
તે માટે હું યુદ્ધ નહિ કરૂં,
તથાપિ હું એકલો જઈ મરૂં. ૧૨

નાખી ધનુષ્યને કાયર થયો,
અર્જુન મૂર્છાગત વશ ભયો;
ભીખ માગીને ભોજન કરૂં,
પણ એ રાજ્યને નહિ અનુસરૂં. ૧૩

॥ સંજય ઉવાચ. ॥

વળતા અર્જુન એહેવું કહી,
બેઠા રથે ઓસરતા થઈ;
ધનુષ્ય શર લેઈ અળગું ધર્યું,
શોકિત મન ઉદ્વેગે ભર્યું. ૧૪

ક્ષાત્ર ધર્મ છોડવા થયો તૈયાર,
પર ધર્મ પાળવા કરે વિચાર;
હિતોપદેશ કરશે પ્રભુ સાર,
જગ હિત માટે હરિ અવતાર. ૧૫

ધર્મ જ્ઞાનનો ગુપ્ત થશે ઉપદેશ,
એ સમગ્ર ગીતા આદેશ;

દયારામે ગીતા પદ બંધ,
કહી દ્વૈતના છૂટવા દંદ. ૬૬

યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય,
પૂર્ણ થયો પ્રથમો અધ્યાયઃ ૬૭

इति श्रीमद् भगवद् गीता सूपनिपत्सु ब्रह्म विद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे
अर्जुन विषाद योगो नाम
१ प्रथमो ध्यायः



## ભગવદ્ ગીતા અધ્યાય બીજો

- પ્રારંભ -

।। સંજય ઉવાચ ।।

પછી જે વારે મધુસદને,
અર્જુન દીઠા કૃપવશ મને,
દુઃખ પામે નયણે જળ ધાર,
એહેના વચન કહ્યા તેણી વાર, ૧

સંજય ધૃતરાષ્ટ્રને કહે,
અર્જુન શોક સાગરમા વહે,

।। શ્રી ભગવાનુવાચ ।।

કૃષ્ણ કહે અર્જુન શું થયુ,
કોણ પાપ તુજ હૃદે વસી રહ્યુ. ૨

ક્યાહાથી મોહ ઉપજ્યો મન,
વિષમ સમે માટે અર્જુન
એ તો કર્મ નીચને થાય,
ભલુ નહી અપકીર્તિજ થાય. ૩

માન ભ્રષ્ટનુ ધારે કામ,
લોક હસાન્તનો એ ઠામ,

હે અર્જુન દૂર્બલતા ઘણી,
ઘટે નહિ નપુંસક તણી. ૪

તમો પરંતપ તે મને ધરો,
તજી ક્ષુદ્રતા ઉદ્યમ કરો;
છાંડી મોહ ધીરજ મન ધરો,
પારથ યુદ્ધ તમો શીઘ્રે કરો. ૫

॥ અર્જુનઉવાચ ॥

હે અરિ સૂદન કહો કયમ આજ,
ભિષ્મ, દ્રોણ યુદ્ધે મહારાજ;
અર્જુન કહે સુણો ભગવાન,
ભિષ્મ, દ્રોણ, પૂજ્ય પિતા સમાન. ૬

હણવાને કીજે વિધિ યોગ,
ગુરૂ પિતામહ પૂજવા યોગ્ય;
જે ગુરૂને કાજે રાજ્ય લીજીયે,
તે ગુરૂનો વધ કયમ કીજીયે. ૭

પૂર્વ છાયો

મહાંનુભાવ માર્યા વિના,
જે આ લોક મોઝાર;
ભિક્ષા વૃત્તિયે જીવીયે,
તે સાર માંહે સાર.
ગુરૂને હણ્યાથી સાંપડે,
દ્રવ્ય અર્થ ને કામ;
રૂધિર સમાનના ભોગ તે,
ભોગવવા ઘનશ્યામ ૮

નથી જાણતા એ અમો,
જે કોઇ વાને સિદ્ધિ,
અમે જીતીયે કે એહ, જય પામે રણમધ્ય
જે માટે કીજીયે આશ જીવવા આજ,
તે તો કાકાના કુંવર, આવ્યા વઢવા કાજ ૯

કુળનો ક્ષય કરવા તણે, દોષે હણીયુ ચિત્ત,
કાયર થઇને ધર્મમાં મૂંઝાઈ મુજ મત્ય.
પોતાની પૂછુ કુશળ, નિશ્ચે કહોની વાત;
શિષ્યને શિક્ષા દીજીયે, શરણાગત તતતાત. ૧૦

જો આ પૃથ્વીને વિષે, શત્રુ પાખે રાજ,
પ્રાપ્તી હોયે ત્યાહા વળી, દેવાધિપતિ કાજ.
તોહે તે નથી દેખતો, મટે જીવનો શોષ,
આજે મને ઉપજ્યો, ઇંદ્રિ શોષક દોષ ૧૧

॥ સંજય ઉવાચ ॥

રાય સુણો તવ એહ વચન,
શ્રી કૃષ્ણને કહે અર્જુન,
યુદ્ધ કરૂં નહિ એમ કહી રહ્યા, ત્યારપછી અણબોલ્યા થયા. ૧૨

ત્યારે બે દળમાં અર્જુન ખેદ પામતા દીઠા મન,
હસતા તદા કૃષ્ણે રાજન, પાડવ પ્રત્યે કહ્યા વચન. ૧૩

॥ શ્રી ભગવાન ઉવાચ ॥

શ્રી કૃષ્ણ કહે તુજ મિથ્યાવાદ,
સાંભળ્ય અર્જુન કથા અનાદ,

આદ્ય પક્ષ જે ફક્ત જ્ઞાન,
તે જોતાં છે સહુ સમાન. ૧૪

કેણુ ગુરૂ શિષ્ય માતને તાત,
કોણ પુત્ર સ્ત્રી કુટુંબ ભ્રાત;
જન્મ મરણ આત્માને નથી,
વ્યાપકને તો શું કહીયે કથી. ૧૫

જેમ ઋતુ પૂઠે ઋતુ આવે જાય,
ઉદય અસ્ત જેમ સૂર્ય કહેવાય;
પ્રાચ્ય દિશા નહિ સૂર્યની માત,
પૂર્વમાં પ્રાકટ્ય હોય પ્રભાત. ૧૬

અખંડ બીજ જ્યોતિ છે જેહ,
વ્યાપક રૂપ જાણીયે તેહ;
અશોચ તણો તું શોચ અતિ ધરે,
વળી વિવાદ પંડીતનો કરે. ૧૭

મુઆ જીવતા કેરો શોક,
કદાપિ ન કરે પંડીત લોક;
હું તું ને આ બીજા રાય,
પેહેલા ન હતા પૃથ્વી માય. ૧૮

એમ માં જાણીશ ને વળી એમ,
નહીં હોયે આ સહુ યે તેમ;
બાલપણું ને જોબન જરા,
શરીર સંબંધી ભાવજ ખરા. ૧૯

તેમ એ પ્રાણ દેહાન્ત થાયે,
ધૈર્યવાન તો નવ મુઝાય
ઇન્દ્રિયોને વિષયશું પ્રીત,
તેથી સુખ દુઃખ તાનુ ગીત ૨૦

પોહોચે પણ તે ગ્યાઈ નહિ,
તે ભ્રાન્ત તે સૈહેનુ સહી,
એ હોય જે નવ પીડાય,
સુખને દુઃખ સરખુ મન થાય ૨૧

ધૈર્યવાન હોયે જે કોય,
અર્જુન મોક્ષ તે નગ્ને લોય
અવિદ્યમાન તણો નહિ ભાવ,
વિદ્યમાનનો નહિ અભાવ ૨૨

તત્વજ્ઞાની છે જે કોય, નિશ્ચે તેણે કીધો મોય,
જેણે આ સર્વે મડાણુ, કીધુ તે અવિનાશી જાણુ ૨૩

તે તો આવે ને અવિનાશ, યોગ નહિ કો કરવા નાશ
શ્રીકૃષ્ણ કહે ગો મરતુ નથી, તુ આત્મજ્ઞાને જોને કથી ૨૪

જ્યમ ત્રણ્ય અવસ્થા આવે દેહ,
પરમેશ્વરની ઈચ્છા તેહ
વળી જળમા પરપોટા થાય,
તે ભાગે ને ત્હેમા સમાય ૨૫

આત્મારામ કહીયે જેહ,
હર્ષ શોકથી અળગો તહ.

સોહેજે ઉપજે રહેજે સમે,
અસ્થિર માયા એણી પેરે રમે. ૨૬

હું મ્હારૂં કરતા નર જેહ,
પારથ માયાનું બળ એહ;
જીવ આત્મા નિત્ય સ્વરૂપ,
એ પ્રમાણે અવિનાશી ભૂપ. ૨૭

પડી દેહ જે જીવે ધર્યો,
તે માટે ભારત યુદ્ધ કરો;
એહને જે હણાયો વદે,
અને હણનાર તેહનો બદે. ૨૮

તે તો બે અજ્ઞાની જાણ,
નહીં હણનાર હણાયો પ્રમાણ. ૨૯

પૂર્વ છાયો

જાણે ન કો એને, કદા મરે ન કશે ઉપાય;
નથી ઉપન્યો આજને, ન આગળ ઉત્પત્તિ થાય;
એ તો અજ ને નિત્ય છે, જીર્ણ કાળનો પ્રાણ,
દેહ હણે એ નવ્ય મરે, અર્જુન એહ પ્રમાણ. ૩૦

આવે અવિનાશી અજ નિત્ય,
જે કો એહની કરે પ્રતીત;
તે શા માટે કહોને હણે,
કોને હણતા શાનેને બણે ૩૧

જીર્ણું વસ્ત્ર માણસ જ્યમ તજે,
બીજાં નવાં શરીરે સજે;
તેમ તે તજે આત્મા દેહ,
જુનો નવો ગ્રહે તેહ. ૩૨

એહને છેદે નહિ હથિયાર,
બાળી ન શકે અગ્નિ લગાર;
કાદવ ન કરે જળ એહને,
વાયુ ન સુકવે ત્યાં તેહને. ૩૩

અછેદ, અ દાહ્ય, અક્લેદ્ય, અશોષ,
નિત્ય, સકળ, વ્યાપક નિર્દોષ;
સ્થિર ને અચળ આત્મા એહ,
સદા નિરંતરનો ત્યાં તેહ. ૩૪

આહાવોજ છે એમ કહ્યો ન જાય,
ચિંતવે ન આવે ચિત્ત માંય;
નિર્વિકાર કહ્યો તે જાણ્ય,
ત્હેનો શોક ન તું મને આંણ્ય. ૩૫

અથવા જો તું ત્યાં અર્જુન,
એહેવી વાત વિચ્યારો મંન;
પ્રાણ દેહની સાથે મરે,
તોહે શોચ ત્હેનો નવ્ય ઘટે. ૩૬

જે જન્મ્યો તે નિશ્ચે મરે,
નિશ્ચે મુઓ તે ફરી અવતરે;

જે વાતનો નહિ ઉપાય,
શોચ કરો ત્હેનો મન માંહ્ય. ૩૭

આદ્યે એ શરીર અસ્પષ્ટ,
ભારત મધ્યે દીસે સ્પષ્ટ;
અંતે માયામાં લય થાય,
ત્હેનો શોચ કરો મન માંહ્ય. ૩૮

## પૂર્વ છાયો

કો એક દેખે એહને, જેહેવું આશ્ચર્ય હોય;
આશ્ચર્ય સરખું વળી, ભાખે બીજો કોય.
અને વળી જે સાંભળે, આશ્ચર્યવત તે થાય,
પણ તે સાંભળે તે થકી, પ્રીછે નહિ મન માંહ્ય. ૩૯

સકળ દેહમાં દેહી પ્રાણ, સદા અમર છે તે તું જાણ;
નિર્વિકાર અવિનાશી સહી, વાણી કેહેવા સમર્થ નહિ. ૪૦

અગમ્ય અગોચર બુદ્ધિનાં ધરે,
ત્હેની ચિંતા તું શીદ કરે.
વાયુ ન શોષે, અગ્નિ નવ બળે,
જળે ન બુડે ગગને નાં ગળે. ૪૧

શસ્ત્ર ન છેદે અમર નવ્ય મરે,
તે આત્મની ચિંતા શીદ કરે.

તે કારણે તુને અર્જુન;
શોચ ન કરવો કોનો મન. ૪૨

જે પેખે પોતાનો ધર્મ,
કંપ પાય નહિ ઉત્તમ કર્મ;
હે અર્જુન તું એવું જાણ,
નિર્ભયપણું હૃદયે તું આંણ. ૪૩

ક્ષત્રીનો ધર્મ યુદ્ધથી,
અધીક શ્રેય બીજું તો નથી;
ક્ષત્રીને નહીં લાગે પાપ,
સ્વર્ગ પમાડે ટાળે તાપ. ૪૪

સ્વર્ગ દ્વાર તો ખુલ્લું થયું,
સમસ્ત યુદ્ધનું પાતિક ગયું;
માગ્યા વિના સ્વર્ગનું દ્વાર,
ઉઘડું પામ્યો નિરધાર. ૪૫

ભાગ્ય વિના એ નહીં પાંમીયે,
કલી મલ દોષ સર્વ વાંમીયે,
બડ ભાગી ક્ષત્રી હોય જેહ,
અહેના યુદ્ધને પામે તેહ. ૪૬

રણ સંગ્રામે ક્ષત્રી મરે,
તે તો સ્વધર્મ થકી ઉદ્ધરે;
માટે એમાં પાપ ન હોય,
અર્જુન સત્ય કરી માનજે સોય. ૪૭

ધર્મ યુધ્ધ જો તું નવ્ય કરે,
પોતાનો દેહ પાપે ભરે;
મુએ ધર્મ પોતાનો વળી,
અપકીર્તિ બોલે સહુ મળી. ૪૮

ભય પામી નાઠો અર્જુન,
સુભટ કહેશે હાર્યો કુંતા તન;
સદા સકળ પ્રાણી તાહરી,
અપકીર્તિ કહેશે વિસ્તરી. ૪૯

જગ માંહે માનીતો જેહ,
તેહને મર્ણથી અધિકું તેહ;
મહારથી સહુ યુદ્ધને વિષે,
ભય પામી નાઠો માનશે ૫૦

માન ધરી જે નામે શીશ,
તે આગળ લઘુતા પામીશ;
તાહરા જે શત્રૂ તે ઘણા,
કેહેશે વાક્ય કલંકજ તણાં. ૫૧

સમળપણું તાહરૂં નિંદશે,
તેથી દુઃખ અધીકું શું હશે;
રણમાં મુએ સ્વર્ગ પામશો,'
ને જીતો તો પૃથ્વી પતિ થશો. ૫૨

ઘરમાં સુઈ રહે નર જેહ,
કદીયે મોક્ષ ન પામે તેહ;

હે કુંતી સુત તે ચિત્તમાં ધરો,
ઊઠીને નિશ્ચે યુદ્ધ કરો. ૫૩

સુખ દુઃખ તથા લાભને હાણ,
હાર જીત્ય સર્વે સરખું જાણ;
તત્પર થા પછી યુધ્ધને આપ,
એમ કરતાં નહીં લાગે પાપ. ૫૪

અર્જુન જ્ઞાન તણી જે કથા,
તે તો તુને કહી સર્વથા.
કર્મ યોગ વળી સુણો ઉપદેશ,
જેથી કર્મ બંધનનો નહિ લેશ. ૫૫

॥ અર્જુન ઉવાચ ॥

સ્વામી વેદ વિહિત જે ધર્મ,
સ્વધર્મ દાન જપ તપ એ કર્મ;
મૂકિત લહે છે વેદ વિચાર,
સ્વામી તેમાં શું નિરધાર. ૫૬

તે મુને સત્ય કહો શ્રી હરિ,
એક જે વાત હોય નિર્ણય કરી;
તમો અંતરની જાણુ છો જેહ,
મારૂં મન ભમે છે તેહ. ૫૭

॥ શ્રી ભગવાનુવાચ ॥

અર્જુન તુ કહે છે તે સત્ય,
વેદ તણી છે ક્રીવિધિ મત્ય;

ત્રિગુણાતિત બુદ્ધિ તું આણ,
કર્મ માંહે નિઃકર્મ તું જાણ. ૫૮

જ્ઞાની પુરૂષ જે કર્મને કરે,
જપ તપ યોગ તીરથ આચરે;
સ્વધર્મ માટે કરવું એહ,
ફળની ઇચ્છા ન કરે તેહ. ૫૯

ઉદાસ થઈ મન રાખે જેમ,
કર્યાં છતાં ન કર્યા સમ તેમ;
જ્ઞાન યોગે મન વશ થાય,
જ્ઞાન રહીતથી નવ્ય ઓછાય. ૬૦

હર્ષ શોક આયુષ્ય ને હાણ,
પાપ પુણ્યથી અળગો તે જાણ;
તે રહેજે મોહ સાગર તરે,
મોહ લક્ષણની ભ્રમણા હરે. ૬૧

॥ અર્જુન ઉવાચ ॥

કહો સ્વામી સ્થિર બુદ્ધિ હોય કયમ,
મોહ સાગર તરવ.નો મ઼ંમ; (મર્મ)

॥ શ્રી ભગવાનુવાચ ॥

મન વિષયથી સઘળું છાંડીયે,
અર્જુન ઉદાસ થઇ ચાલીયે; ૬૨

મને કરી મનનું સાધન,
થાયે સ્થિર બુદ્ધિ પાવન.
દુ:ખે કરી શોકે ન સીદાય,
સુખથી, મને મોદ ન, મદ થાય. ૬૩

રાગ દ્વેષ મનેથી તજાય,
તો મનથી કદી મોહ ન થાય;
એ લક્ષણે સ્થિર ધી થાય,
એક મન જીતેથી સર્વ જીતાય. ૬૪

એ જે કર્મ યોગ નિષ્કામ;
પાપ નહિ કીધે ફળ હામ.
રંચક ધર્મ હોયે એ તણો,
તોહે તે ભય ટાળે ઘણો. ૬૫

કુરુ નંદન એ કર્મ વિવેક,
નિશ્ચયાત્મક બુદ્ધિ ત્હેની એક;
અને જે બહી બુદ્ધિના ધણી,
ત્હેની બુદ્ધિ બહુ શાખા ઘણી. ૬૬

કો એક મૂઢ બીજું નવ લહે,
કર્મ માર્ગને સત્યજ કહે;
વેદ વાદનો માને મત,
આ વાણીને વદે પુષ્પ વત. ૬૭

અભિલાષે આતુર જે જન,
અને સ્વર્ગ ઉપર અતિ મન

ભોગ, અધિકાર ફલ જન્મ કર્મનું,
કહે ઘણે પુન્ય હોયે ઘણું. ૬૮

ભોગ, અધિકારે, વિષય પરમત્ત,
કર્મ માર્ગ માહારાં ચિત્ત;
તેહેની બુદ્ધિ સદા સર્વદા,
તત્વજ્ઞાનમાં ન હોયે કદા. ૬૯

ત્રિગુણાત્મક છે વેદ વચન,
ગુણાતીત તું થા અર્જુન;
સુખ દુઃખ તજી શુદ્ધ સત્વે રહે,
નિષ્કામ માહરમને ગ્રહે. ૭૦

સકળ નવાંણુ તણો જે અર્થ,
સારવાને એક દહ સમર્થ;
તેમ જે બ્રાહ્મણ જ્ઞાની હોય,
વેદ અર્થ સૌ જાણે સોય. ૭૧

કર્મ તણો તુજને અધિકાર;
ફળનો તાહારે શિર નહિ ભાર.
મેં કીધું એહેવું નવ્ય કહે,
અર્જુન કર્મ વિના નવ્ય રહે. ૭૨

યોગાભ્યાસ થકો કરે કર્મ,
સંગ ત્યજી આચરૂ એ ધર્મ;
સીદ્ધ અસીદ્ધ જો હોય સમાન,
તેહેને કહીયે યોગ પ્રધાન. ૭૩

અર્જુન જ્ઞાન મારગ ઉત્કૃષ્ટ,
તેથી કહું તે ઘણું નિકૃષ્ટ,
તે માટે તું જ્ઞાની થા,
કદી ન કરીશ ફલની ઇચ્છા. ૭૪

જ્ઞાની લહે છે આ મર્મ,
બુંડું ભલું ઉપજે તે કર્મ;
તે કારણ તું આચાર યોગ,
યોગ કર્મથી ઘણો નિરોગ. ૭૫

જે કો જ્ઞાની પંડિત હોય,
કર્મ તણાં ફળ છૂટે સોય;
જન્મ બંધથી છૂટે તેહ,
નિર્ભય પદનો નહિ સંદેહ. ૭૬

જ્યારે તાહારી બુદ્ધિ અજ્ઞાન,–
ટળે, ગહન અતિ પામો જ્ઞાન;
સાંભળવું હોય તાહારે ભાગ્ય;
સૂણ્યા તણો પામે વૈરાગ્ય ૭૭

શ્રુતિ પ્રમાણે એહવી બુદ્ધ,
નિશ્ચલતાએ થાયે શુદ્ધ;
સમાધિ યોગે હોય જો ધ્યાન,
ત્યારે તુજને થાશે જ્ઞાન. ૭૮

॥ અર્જુન ઉવાચ ॥

જ્ઞાન બુદ્ધિનું લક્ષણ કશું,
સ્વામી વળી સમાધિ તે શું ?

યોગાભ્યાસ બુધ્ધિ શું કેહે,
ચાલે કેમ બેસે કેમ રેહે ૭૯

## ॥ શ્રી ભગવાનુવાચ ॥

ત્યજે મનોરથ મનના જેહ,
આત્મા એ સંતોષી દેહ;
બારન જહેની એ ગતિ હોય,
જ્ઞાન બુધ્ધિ કહીયે તે જોય. ૮૦

દુઃખે મન માનવી ન પીડાય,
સુખે ઘણું રળીયાત નાં થાય;
ક્રોધ રાગ ભય નર નેં નહીં,
જ્ઞાન વિષે તેહની બુધ્ધિ સહી ૮૧

જેહેનું મન નહીં ક્યાંઈ આસક્ત,
ભરૂં ભૂંડું દ્વેષ વિરક્ત;
એહેવી હોય ત્યાં મતિ જેહની,
જ્ઞાન બુધ્ધિ કહીયે તેહની. ૮૨

જેમ કૂર્મ પોતાની કાય,
કરિ સંગ્રહે પોતા માંહ્ય;
તેમ ઇન્દ્રી ભોગેથી ગ્રહે,
જ્ઞાની વિ તેબુધ નરને કહે. ૮૩

ઇંદ્રિ તણા આહાર ન ત્યજે,
વિષય ત્હેને ન રેહે રજે;

તેમ અભિલાષ વિના આસક્ત,
પરમ દર્શનથી થાયે વિરક્ત ૮૪

અર્જુન ઈંદ્રિને ગ્રહે કોય,
અને વળી નર પંડીત હોય;
તોહે ઊંધો ગુણુ જે ધરે,
બળાત્કારે મન તેહેનું હરે. ૮૫

યોગી જન ઇંદ્રિ વશ કરે,
ચિત્તની વૃત્ય હું સાથે ધરે;
વશ હોયે ઇંદ્રિ જેહને,
જ્ઞાન બુધ્ધિ કહીયે તેહને ૮૬

વિષય નિવૃત્ત જ્યારે મન થાય,
આહાર તજે તો સર્વ તજાય;
રસના સકળને ત્યાગે સોય,
તે હરિ પામે સંશય નહિ કોય. ૮૭

તો પછી વિષયે વાસના કેમ થાય,
આહાર જીતાયે સહુ જીતાય;
રસના ઇંદ્રિ રસને નાં ત્યજે,
ત્યાં લગી મન વિષયોને ભજે. ૮૮

વિષય માંહે રાખે જે ધ્યાન,
પામે તેહનો સંગ નિદાન;
સંગ થકી ઉત્પત્તિ હોયે કામ,
કામે ક્રોધ ઉપજવા ઠામ. ૮૯

ક્રોધ થકી વ્યાપે ત્યાં મોહ,
મોહે વિભ્રમ તણો સંમોહ;
ક્રોધ મોહ ઉપજે અભિમાન,
અભિમાને ઉપજે અજ્ઞાન;
અજ્ઞાને હોય બુદ્ધિનો નાશ,
બુધ્ધિ નાશથી હોયે વિનાશ. ૯૦

રાગ દ્વેષ રહીત નિરધાર,
ઇંદ્રિ તણા કરે વ્યાપાર;
માટે ઇંદ્રિયોને જીતવી,
બુધ્ધિને જ્ઞાને વશ રાખવી.
મનને વશ કરતા વશ થઈ,
મારા પ્રસાદ તે પામે સહી. ૯૧

મારા પ્રસાદ થકી નિર્વાણ,
સરવે દુ:ખની થાયે હાંણ;
પ્રસન્નપણાથી ત્યાં તતખેવ,
પકવ બુધ્ધિ ત્યાં થાયે એવ ૯૨

સ્વધર્મે ન્યાય નીતિ વહેવાર,
હું મ્હારૂં તજવો અહંકાર;
અર્જુન એનો એ ઉપાય,
રસ ઇંદ્રિ જ્ઞાને જીતાય. ૯૩

ઇંદ્રિ વશ ન, હોયે જેહને,
જ્ઞાન ધ્યાન ન હોયે તેહને;

ધ્યાન નહિ તેને નહિ શાંતિ,
શાન્તિ વિના સુખની શી પ્રાપ્તિ ૯૪

ચંચળ ઇંદ્રિ નું મન કરે,
તે મન તેની બુધ્ધિને હરે,
જેમ જળમાં, વા, વેગે વાહાણ,
ચાલી ડોલે વિના પ્રમાણ ૯૫

સઘળી ઇંદ્રો વશ જેહને,
તેહના અર્થ થકી તેહને,
કુરૂ નંદન અડેવો જે હોય,
જ્ઞાન બુધ્ધિ કહીયે ત્યાં સોય ૯૬

સકળ ભૂત તણી જે નિશા,
તે નિશિ જાગે જ્ઞાની દશા,
જાગે જ્યાહાં એ પ્રાણી માત્ર
માહા મુનિને તે ત્યાહાં રાત્ર ૯૭

મોહ નિદ્રા સંસારી જન વૃત્તી,
યોગી જનની ત્યાહાં નિવૃત્તિ
યોગી ધ્યાનાદિયે જાગ્રત હોય,
સંસારી વિપર્યયમાં સુખી હોય ૯૮

॥ પૂર્વ છાયો ॥

અતિ પ્રતિષ્ટિત ને અચળ, પૂરણ જળે સદાય
પાણી જેમ આવી ભળે, એહના સાગર માંહ્ય
ત્યમ જે જ્ઞાનીને વિષે, કામ કરે પ્રવેશ,
તે તો પામે મોક્ષ પણ, કામીને નહી લેશ ૯૯

તજે સકળ અભિલાષ જે કોય,
 મમતા રહીત નિસ્પૃહી હોય;
નિરહંકાર કરે જે મંન,
 શાંતિપણું પામે તે જન. ૧૦૦

એ જે બ્રાહ્મી સ્થિતિ મેં કહી,
 તે પામે મૂંઝાયે નહીં;
અંતકાળે તે તેમાં રહી,
 પારથ મોક્ષ પામે તે સહી. ૧૦૧

દયારામ શ્રી કૃષ્ણનો દાસ,
 તેણે પદમાં કર્યો પ્રકાશઃ
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય,
 સાંખ્ય યોગ દ્વીતિયો અધ્યાય. ૧૦૨

**इति श्रीमद् भगवद्गीतासुपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्री कृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वीतियोध्यायः**



## ભગવદ્ ગીતા અધ્યાય ૩ ત્રીજો

॥ અર્જુન ઉવાચ ॥

અર્જુન કહે સાંભળો ભગવાન,
દ્વીવિધિ વચન બોલો છો જાણ;
હે કેશવ તમો પર્મ ધી,
કહો તે જ્ઞાન એખ કર્મથી. ૧

કો સમે પ્રતિપાદો છો કર્મ,
કો સમે જ્ઞાનનો ધર્મ;
તો તે ઘોર કર્મની વાટ,
મુને દેખાડો શા માટ. ૨

કર્મ જ્ઞાનમાં ભેળાં વચન,
કહી મૂંઝવો મ્હારૂં મન;
તે માટે કહો એક પ્રમાણ,
જેણે મ્હારૂં હોય કલ્યાણ. ૩

ખરી વાત નિર્ધારજ કરી,
એક માર્ગ દેખાડો શ્રી હરિ;

॥ શ્રી ભગવાનુવાચ ॥

હે નિષ્પાપ મેં આ લોકમાં,
બે પ્રકાર કહ્યા મોક્ષના. ૪

કૃષ્ણ કહે અર્જુન મન આણ,
બંને મારગ સમ કરી જાણ;
સાંખ્ય જ્ઞાન ને યોગે કરી,
કર્મી પામે કર્મ આચરી. ૫

ઉભય ગણીને એકજ થાય,
જ્ઞાનીને વિજ્ઞાને સમજાય;
કર્મમાં નિષ્કર્મ છે તેમ,
પાષાણ કાષ્ટે હુતાશન તેમ. ૬

કર્મ આરંભ વિના નિષ્કર્મ,
હોયે નહિ કીધા વિના શ્રમ;
અને જે કોઈ કરે સંન્યાસ,
સિદ્ધિ તણી ત્હેને નહિ આશ. ૭

એક ગૃહસ્થાશ્રમ મૂકી વને જાય,
વસ્ત્ર તજી સંન્યાસી થાય;
તેણે બ્રહ્મ ન પામે કોય,
તત્ત્વ જ્ઞાને મોક્ષ જ હોય. ૮

કદાપિ ને ક્ષણ એક પણ કોય,
ન કરે કર્મ એહવો નવ્ય હોય;
બ્રહ્મ થકી ઉપજ્યાં બહુ કર્મ,
સર્વને આચરવા ભાખ્યા ધર્મ. ૯

સ્વભાવ જનીત જે ગુણને ધરે,
તેણે સર્વ કર્મ આચરે;

વ્યાપક બ્રહ્મનો અખિલ નિવાસ,
એવો જ્ઞાને થાયે પ્રકાશ ૧૦

જે કો કર્મ ઇંદ્રિય વશ કરે,
અને વિષય હેના મને ધરે,
તે તો મૂઢ નિશ્ચે સત્ય,
મિથ્યાચારી દાંભિક મત્ય ૧૧

જ્ઞાન બુદ્ધિ મને વશ કરે,
કર્મ ઇંદ્રિયે કર્મ આચરે;
નહિ આસક્ત જહેનું મન,
તે તો અતિ જ્ઞાની અર્જુન. ૧૨

કર્મે બ્રહ્માર્પણ મતિ કીજે,
ત્રિગુણાતીતને નિત્યે પૂજે
તે કારણ નિત્યે કરે કર્મ,
નહી કાધાથી કીધે ધર્મ. ૧૩

ન કર કર્મ એહેવો તુ જદા,
નિવૃત્તિ પામે નહી તે કદા,
વિષ્ણુ પ્રીત્યર્થ પાખે જે કર્મ,
હેનું બંધન યાવત્ જન્મ ૧૪

પૂર્વે જનકાદિ જ્ઞાનથી કર્મ,
ભક્તિ યુત કરતા લહી ધર્મ;
તે માટે સુત કુંતી તણા,
કરો કર્મ કામના વિના. ૧૫

નિત્ય કર્મ આચરવા સહી,
કર્મનો લોપ કરવો નહી,

આગેં અજે[૧] પ્રજા યજ્ઞશું,
અજાડી[૨] તવ બોલ્યા એ શું. ૧૬

એણે કરી તમો વિસ્તરો,
ઇચ્છા પૂરે જે મને ધરો;
આ યજ્ઞે સંતોષો દેવ,
તે તમને સંતોષે એવ. ૧૭

માંહો માંહે લ્યો સંભાળ,
તેણે ઉભય થાય પ્રતિપાળ;
યજ્ઞે સંતોષાયા જેહ,
મનવાંછીત ફલ આપે તેહ. ૧૮

ત્હેનું ત્હેનેં આપ્યા વિના,
ખાયે તે તસ્કર તેહના;
અશન કરે[૩] યજ્ઞનો શેષ,
ત્હેને ન રહે પાતિક લેશ. ૧૯

આ સ્વાર્થે જે પાકવે,
તે પાપી પાતિક ભોગવે;
માણુસની ઉત્પત્તિ અન્નથી,
અન્ન ઉપજે વર્ષા થકી. ૨૦

તે વૃષ્ટિ યજ્ઞેથી હોય,
યજ્ઞ ઉપજે કર્મેં સોય;

* ૧ અજે : બ્રહ્મા—પ્રજાપતિએ.
૨ અજાડી : ઉત્પન્ન કરી.
૩ અશન કરે : ખાય.

વેદ થકી ઉત્પત્તિ હોય કર્મ,
બીજ વેદનું અક્ષર બ્રહ્મ ૨૧

બ્રહ્મ સકલ વ્યાપકને નિત્ય,
એહવા બ્રહ્મની યજ્ઞે સ્થિત્યે;
એમ ચક્ર જે ભવનું ફરે,
પારથ તેહને નવ્ય અનુસરે. ૨૨

ચોખે ઇંદ્રી પોતા તણાં,
વ્યર્થ ભરે ,પગલાં પાપનાં;
જહેનેં પ્રીતિ પરમાત્મા વિષે,
તૃપ્તિ હોયે જે આત્મા થકે. ૨૩

એહવો સંતોષી જે કોય,
તેહને કરવુ કાંઈ ન હોય;
તેહેને કીધાનું નહિ પુન્ય,
પાપ નહીં કીધે કૃત શન્ય. ૨૪

સકલ ભૂતની સ્થિતિ જે કહી,
કો શું કશું પ્રયોજન નહીં;
તે માટે નિત્યે કરે સોય,
કરવા યોગ્ય કર્મ જે હોય. ૨૫

અનાસકત નિષ્કામ નર જેહ,
પરમ મોક્ષ પદ પામે તેહ;
જનકાદિક પામ્યા જે સિદ્ધિ,
કર્મ તણા યોગે મહા નિધિ ૨૬

તે કારણુ માટે ચિત્ત ચેત,
કરવું કર્મ લોકને હેત;
જ્યારે કરે શ્રેષ્ઠજન કર્મ,
બીજા જોઇ આચરે તે ધર્મ. ૨૭

પ્રમાણુ વસ્તુ શ્રેષ્ઠ જન કરે,
સકલ લોક તેહને અનુસરે;
પારથ માહારે તો ત્રૈલોક્ય,
કર્મ નથી કાંઇ કરવા યોગ્ય. ૨૮

ન કાંઈ અપ્રાપ્ય, ન પામ્યા જસુ,
તોહે પણુ કર્મમાં વસું;
ન લેવું દેવું તદપી કરું કર્મ,
શા માટે જે લોકના એ ધર્મ. ૨૯

આળસ મૂકીને જો કદા,
હું તો કર્મ કરું નહિ યદા;
તો તો પારથ સર્વે માનવી,
રહે મારગ માહારો અનુભવી. ૩૦

જો હું કર્મ ને નંદુ વેદ,
તો વરણુા વરણુનો તુટે ભેદ;
હું તો કર્મ કરૂં નહિ ચેદ,
તો આ લોક પામે ઉચ્છેદ. ૩૧

કર્મમાં નિષ્કર્મ જાણુશે,
પદ મ્હારૂં તે નિશ્ચે માણુશે;

સંકરનો કરતા હું થાઉં,
પ્રજા તણો હણતા કેહેવાઉં. ૩૨

જહેના જેહ ધર્મ તે તે કરે,
બીજા ધર્મને નાં અનુસરે;
ભારત જે અજ્ઞાની જન,
કરે કર્મ આસક્ત અતિ મન. ૩૩

અનાસક્ત જ્ઞાની પણ એમ,
કરે કર્મ લોકને ક્ષેમ;
કર્માશ્રિત જે મૂઢ અશુધ્ધ,
ભેદ ન કીજે ત્હેની બુધ્ધ. ૩૪

સાવધાન જ્ઞાની છે જેહ,
સર્વ કર્મને સેવે તેહ;
માયા તણે તાંતણે ગુણે,
કર્મ આચર્યાં છે જે જને. ૩૫

અહંકારે મૂઢ મતિ રહે,
તે કીધું પોતાનું કહે;
તત્ત્વ જ્ઞાની ભારત જેહ,
ગુણ ને કર્મ ભાગને તેહ. ૩૬

જાણે વર્તે ગુણી તે તણે,
પોતાને કર્તા નવ્ય ગણે.
જેહનાં ગુણે મૂંઝ્યાં ચિત્ત,
કર્મ ઇંદ્રિમાં તે છે આસક્ત. ૩૭

મૂઢ બુધ્ધિ જહેની એમ થઇ,
જાની એ ફેરવવી નહિ;
મ્હારે વિષે સમર્પ્ય સૌ કર્મ,
ચિત્તમાં રાખી પૂરણ બ્રહ્મ ૩૮

આશા રહીત, ને મમતા ત્યજી,
શોક રહીત યુધ્ધ કર્મ સજી;
આ મ્હારા મતને જે જન,
વિચારે શુધ્ધ રાખીને મન. ૩૯

નીંદા કોઇ તણી નવ્ય કરે,
કર્મ બંધથી તે નીસરે;
મ્હારા આ માર્ગને જેહ,
નીંદે, ન અનુસરે, મત એહ. ૪૦

તે સર્વને મૂઢ વિશેષ,
બુધ્ધિ નાશ તું જાણ્ય નરેશ;
અને જે કોઈ જ્ઞાન પણ ધરે,
પરંગતિ સ્વભાવે સૌ અનુસરે. ૪૧

સ્વભાવ સરખી ચેષ્ટા કરે,
રહે ન નિગ્રહે ઇંદ્રી તણે;
સઘળાં એ ઇંદ્રીમાં સદા,
રાગ દ્વેષ વસે સર્વદા. ૪૨

તેહ તણે વશ થાવું નહિ,
મોક્ષ તણા છે શત્રુ સહી;

વિધિ પૂર્વક કરી એ પર ધર્મ,
તેથી શ્રેય વિગુણ કુળ કર્મ ૪૩

કુળ ધર્મે મન્નુ પણ શ્રેય
પર ધર્મે તો ભય નિશ્ચેય,

॥ અર્જુન ઉવાચ ॥

પાપ આચરે જે આ જન,
પ્રેરે કોણ તેહનું મન ૪૪

કોનુ પ્રેર્યું મન કર્મજ કરે,
કોનુ પ્રેર્યું મન પાપ આચરે,
યદુવર કદિ ઇચ્છા ન હોય,
બનાત્કારે પણ થાય તે મોય ૪૫

॥ શ્રી ભગવાનુવાચ ॥

આ જે કામ ક્રોધ આ જેહ,
રજો ગુણે ઉપજ્યા તેહ,
રજો ગુણ ઉપજ્યો જે વાગ,
જ્ઞાન વન્હિ ઢાકે નિરધાર ૪૬

આ ત્રપ્તિને મહાપાપી જાણે,
વેરી આ સંસારે પ્રમાણે,
જેમ પાવક ધુમ્રે આવર્યો,
યથા અરિસો મેલે ભર્યો ૪૭

દર્પણુ ઝાંખુ હોય જેમ,
કામ ક્રોધ શત્રુ છે તેમ;
જ્ઞાન નષ્ય ટકે તેનું જેહ,
એમ નિર્દય થાય છે તેહ. ૪૮

પછી વળતું ઉપજે અજ્ઞાન,
અજ્ઞાને આવે અભિમાન;
મન બુદ્ધિ ઇંદ્રીનાં ઠાંમ,
ત્યાં રહી દુષ્ટ કરાવે કામ. ૪૯

તે માટે ઇંદ્રી વશ આદ્યે કરો,
રજો ગુણને રાખો પરો;
હે અર્જુન એણે ઉપાય,
આત્મજ્ઞાને આત્મા વશ થાય ૫૦

વિષય વાસના કરો વેગળી,
ષડરિપુને નાખો દળી;
મન જીતે જીત્યો સંસાર,
અર્જુન એનું જ્ઞાન વિચાર. ૫૧

ગર્ભ જરાયે વીંટ્યો જેમ,
જક્ત વીંટીયું કામે તેમ;
એ જે વેર રાખે નિત્યનું
ઢાંકયું જ્ઞાન જ્ઞાનીતણું. ૫૨

કામ અગ્નિ દુ તિજા એહ,
મહા દુઃખે પૂરાયે તેહ;
આ જે કામ અહેવા ગુણ ભજે,—
ઇંદ્રી મન બુદ્ધિયે ઉપજે. ૫૩

મોહ ઉપજાવે તેણે કરી,
જ્ઞાન સર્વનાં લે આવરી;
જ્ઞાન ઉપર રાખીને મન,
કર્તા કર્મ પણ નહિ તે લેપન. ૫૪

ભારત તે કારણે મન ધરી,
ઈંદ્રીને વશ રાખી કરી;
હરતા જ્ઞાન વિજ્ઞાનજ તણો,
પેહેલું એ પાપીને હણો. ૫૫

પંડીત ઈંદ્રી કહે ઉત્કૃષ્ટ,
તે ઈંદ્રીથી તો મન શ્રેષ્ઠ;
બુદ્ધિ શ્રેષ્ઠ તો તે મન થકી,
શ્રેષ્ટ આત્મા તે બુદ્ધિથી ૫૬

એમ આત્મા બુદ્ધિથી પર જાણે,
તે આત્માએ તે સ્થિર આણે
કષ્ટ જડે એહવો વૈરી કામ,
મહા બાહુ રહેને હણે કામ. ૫૭

દયારામ શ્રી વલ્લભ દાસ,
તૃતિયા-ધ્યાયનો કર્યો પ્રકાશ;
યોગ શાસ્ત્રને બ્રહ્મ-વિદ્યાય,
કર્મ પ્રશંસ તૃતિયો અધ્યાય. ૫૮

इति श्रीमद्‍भगवद्‍गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे कर्मयोगो
नाम तृतियोध्यायः

## અધ્યાય ૪ ચોથો.

॥ શ્રી ભગવાનુવાચ ॥

અર્જુન મેં તુને જે જે કહ્યું, તે પૂર્વે સજથી સૂર્યે ગ્રહ્યું;
પહેલો આ અવ્યય યોગને, સૂર્યે પ્રત્ય કહ્યો છે મેં. ૧

સૂર્યે મનુને સંભળાવ્યો, મનુએ રાય ઇક્ષ્વાકુને કહ્યો;
ઇક્ષ્વાકુથી અંબરીશ જેહ, ત્રિભુવન જશ વધાર્યો તેહ. ૨

અંબરીશ જ્ઞાન ભકિતમાં રહ્યો, રાજ થકો જ્ઞાન યોગે પામીયો;
પરંપરા એ પામ્યો યોગ એહ, રાજ ઋષી તો જાણે તેહ. ૩

પર્મ ભકતો મ્હારો તું નિજદાસ, તુજને સંભળાવ્યો યોગાભ્યાસ;
ભારત તે જે યોગાભ્યાસ, મહાકાળે તે પામ્યો નાશ. ૪

આ તે જુનો યોગ અભ્યાસ, હવડાં તુંને કહ્યો પ્રકાશ;
ભકત ને વળી સખા છે તું, ઉત્તમ રહસ્ય તે માટે કહું. ૫

॥ અર્જુન ઉવાચ ॥

અર્જુન કહે સ્વામી વિનતિ, સૂરજ તણી તો છે આદ્યોત્પત્તિ;
જન્મ તમારો તો હમણાં થયો, તો સૂર્યને ક્યારે શી પેરે કહ્યો. ૬

તો તે કહો કેમ જાણું અમો, સૂર્ય પ્રત્યે કહ્યો છે તમો;

॥ શ્રી ભગવાનુવાચ ॥

કૃષ્ણ કહે હું શું શું કહું કથી, મ્હારા જન્મની ગણના નથી. ૭

જન્મ કર્મ દિવ્ય મમ એહ, તત્ત્વજ્ઞાને જાણે જેહ;
ફરી જન્મ તે ન ધરે દેહ, અર્જુન મુજને પામે તેહ ૧૬

મોહ મત્સર દુર્ગુણને તજે, સદા મ્હારો થઇ મુજને ભજે;
રાગ દ્વેષ ભય ક્રોધને તજી, મુજ મય થઇ રહી મુજને ભજી. ૧૭

મોક્ષ પદારથ તે પામશે, રાગ દ્વેષ જ્યારે વામશે;
ત્હેને મુક્તિ નથી વેગળી, જહેની મનસા મુજમાં ભળી. ૧૮

જ્ઞાને તપે પવિત્ર જે હવા, મળ્યા બહુ મ્હારા ભાવમાં;
જે જેહવી બુદ્ધિમાં ભજે, ત્હેને ત્હેવી સિદ્ધિ સજે. ૧૯

મુને જે પામે જે મને, હું પણ તેમ ભજું તેમને;
પાર્થ આ સર્વે માનવી. રહે માહારો મારગ અનુભવી. ૨૦

કર્મ તણા ફળને અભેવ, આજે લોક યજે તે દેવ;
તે માણસને ઉતાવળી, સિદ્ધિ કર્મની હોયે વળી. ૨૧

મેં ગુણ કર્મ વિભાગે એહ, ચ્યાર વર્ણ સરજાડયા જેહ;
તેહનો કર્તા છું તો જદા, અવ્યય જાણી અકર્તા સદા. ૨૨

અર્જુન એ મતે જાણો સહી, મુને કર્મનો લેપજ નહિ;
કર્મના લેપે મુને કાંય, ફલની ઇચ્છા નહીં મન માંય. ૨૩

મુજને એહેવો જાણે જેહ, કર્મે નવ બંધાયે તેહ;
પૂર્વે જ્ઞાની હવા નર જેહ, કર્મ કરતાં ભવ છૂટયા તેહ. ૨૪

આગળ જનકાદિક જે તર્યા, મુક્તિ હેત એમ કર્મ આચર્યા;
અહેવી બુદ્ધિ જે જાણશે, કર્મ મુક્ત સદાસુખ માણશે. ૨૫

જન્મ વ્યતીત થયા અતિ ઘણા, મ્હારા ને અર્જુન તું તણા;

श्रीमद्भागवते—

॥ अवताराह्यऽसंख्यात् हरे मन्वनिधेर्द्विजाः ॥
॥ अन्ये चांशकलाः पुंसो कृष्णस्तु भगवान् स्वयम् ॥

શું શું વરણું કથી તે ગતિ, મુજથી બ્રહ્માની ઉત્પત્તિ. ૮

મ્હારી માયાનો નહિ પાર, નિર્માણ્કિ મ્હારા અવતાર;
તે સર્વે હું જાણું સહી જ્ઞાન તેહનું તુજને નહિ. ૯

અધર્મ વૃદ્ધિ જ્યારે જ્યારે થાય, વેદ ધર્મ જ્યારે લોપાય;
ધર્મ ગ્લાનીનો હોય પ્રસંગ ત્યારે પ્રગટવા મુને ઉમંગ. ૧૦

અજ ને આત્મા, અવ્યય હું, પ્રાણી માત્રનો ઈશ્વર છું;
તોહે રહું પ્રકૃતિ આશ્રયી જન્મું આત્મા માયા થકી. ૧૧

ભારત જે જે કાળે ધર્મ, ગ્લાનિ હોય ને થાય અધર્મ;
હું તો સરજું તે તે કાળ, ધર્મ તણો કરવા પ્રતિપાળ. ૧૨

મ્હારા ભકત દુઃખી જવ થાય, તેનું કષ્ટ ન મુજથી રહેવાય;
સાધુ તણી રક્ષાને કાજ, અને પાતીકનો હણુવા સાજ. ૧૩

દુષ્કૃતિ દેખી લાગે મુને દાઝ, પ્રગટું તેનો કરવા ત્યાજ;
અર્જુન એવું જ્ઞાન વિચાર, હું છું કર્મ રહીત નિરધાર. ૧૪

દુઃકૃતિનો કરવાને નાશ, હું આત્મા રૂપે કરૂં છું પ્રકાશ;
ધર્મ સ્થાપવાને ત્યાં હું, યુગ યુગ વિષે પ્રગટું છું. ૧૫

જન્મ કર્મ દિવ્ય મમ એહ, તત્ત્વજ્ઞાને જાણે જેહ,
ફરી જન્મ તે ન ધરે દેહ, અર્જુન મુજને પામે તેહ ૧૬

મોહ મત્સર દુર્ગુણને તજે, સદા મ્હારો થઈ મુજને ભજે,
રાગ દ્વેષ ભય ક્રોધને તજી, મુજ મય થઈ રહી મુજને ભજી ૧૭

મોક્ષ પરમાર્થ તે પામશે, રાગ દ્વેષ જ્યારે વામશે
તેહને મુક્તિ નથી વેગળી, જેહની મનસા મુજમાં ભળી ૧૮

જ્ઞાને તપે પવિત્ર જે હતા, મળ્યા બહુ મ્હારા ભાવમાં,
જે જેહવી બુદ્ધિમાં ભજે, તેહને તેવી સિદ્ધિ સજે ૧૯

મુને જે પામે જે મને, હું પણ તેમ ભજું તેમને,
પાર્થ આ સર્વે માનવી ગ્રહે મારો માર્ગ અનુભવી. ૨૦

કર્મ તણા ફળને અભેદ, આજે લોક યજે તે દેવ,
તે માણસને ઉતાવળી, સિદ્ધિ કર્મની હોયે વળી ૨૧

મે ગુણ કર્મ વિભાગે એહ, ચ્યાર વર્ણ સરજાવ્યા જેહ,
તેહનો કર્તા હું તો જદા, અવ્યય જાણી અકર્તા સદા ૨૨

અર્જુન એ મતે જાણો સહી, મુને કર્મનો લેપજ નહિ,
કર્મના લેપે મુને દાપ, ફળની ઇચ્છા નહી મન માંય ૨૩

મુજને એરવો જાણે જેહ, કર્મે નવ બંધાયે તેહ
પૂર્વે જ્ઞાની હતા નર જેહ, કર્મ કરતા ભવ છૂટયા તેહ ૨૪

આગળ જનકાદિક જે તર્યા, મુક્તિ હેત એમ કર્મ આચર્યા,
એહેવી બુદ્ધિ જે જાણશે, કર્મ મુક્ત મહાસુખ માણશે. ૨૫

તુ પણ કર્મ કર્યં તો તેહવુ, યુગાન્તરે પૂર્વ જનમ હનુ

॥ અર્જુન ઉવાચ ॥

અર્જુન કહે સ્વામી વિનતિ, કર્મ અકર્મ તણી કોણ ગતિ ૨૬

॥ શ્રી ભગવાનુવાચ ॥

હે અર્જુન એનુ તુ વિચાર, કર્મ અકર્મ વિકર્મ ત્રેપાર,
કર્મ અકર્મના ભેદ અનેક કવિ ન પ્રીછ્યા તેહ વિવેક ૨૭

હુ તુજને તે કર્મ કહીશ, તેથી ભવ બધન છુટીશ,
કર્મમા નિષ્કર્મ દેખે જેહ, અકર્મ લક્ષણ કહીયે તેહ ૨૮

શાસ્ત્ર વિહિત કરવુ કિયુ કર્મ, નિષિદ્ધ કિયુ કર્મ અધર્મ,
અને અકર્મ કહે શુ તે જાણ, કર્મ ગહનગતિ નહિ પ્રમાણ,
કર્મ વિષે દેખે અકર્મ, અકર્મ માહે દેખે કર્મ ૨૯

વળી કર્મમા કર્મ લેપાય, વિકર્મ કર્મ તે તો કહેવાય
બુદ્ધિવાન નર કહીયે સોય, યોગી સર્વ કર્મ કર હોય ૩૦

સર્વ આરભ કામના જેહ, અને સકલ્પ વર્જીત હોય તેહ
જ્ઞાનાગ્નિયે કર્મ જે દહે, વિબુધ ત્હેને પડિત કહે ૩૧

ત્યજે કર્મ ફલ ઈચ્છા કોય, નિત્યે તૃપ્તિ નિરાશ્રયી હોય,
અને આચરે જો તે કર્મ, કરતો થકો તેહ નિષ્કર્મ. ૩૨

નિરાશી ચિત્ત આત્માજીતા, ગ્રેહેવા તણી તજે વારતા,
કેવળ દેહ તણા સુખ સજે, ત્હેને પાપ ન લાગે રજે ૩૩

વળુ માગે પામે સુખ પ્રીત, દ્વંદભાવને કોપ રહીત;
સિધ્ધિ અસિધ્ધિમાં સરખું મન, તે કર્માંને નહિ બંધન. ૩૪

સંગ રહીત સુખ દુઃખ સમાન, એમ હોય ને ચિત્તમાં જ્ઞાન;
યજ્ઞ અર્થે જે કર્મ આચરે, તોકે સકલ કર્મ પરહરે. ૩૫

દાન પુણ્ય ઇત્યાદિક જેહ, નિષ્કર્મ કહીયે બ્રહ્મવેત્તા તેહ;
બ્રહ્મ બુધ્ધિ અનુભવ જેહ, એ બ્રહ્મ લક્ષણુ તેહ. ૩૬

કર્ત્તા બ્રહ્માર્પણુ યજ્ઞ, જાણે બ્રહ્મ હવી ને યજ્ઞ;
કર્તા કર્મ ક્રિયા સાહિત્ય, બ્રહ્મરૂપ, બ્રહ્માર્પિત રીત્ય; ૩૭

ધરતો ધ્યાં બ્રહ્મકર્મને, એવો કો પામે બ્રહ્મને.
બ્રહ્મ મય થઇ બ્રહ્મરૂપ સાજ કર્ત્તા દાતા ભોક્તા વ્રજરાજ. ૩૮

ગૃહને વિષે રહી નર જેહ, યથા લાભ સંતોષી તેહ;
દુષ્ટ સંગથી અળગો થાય, કામ ક્રોધથી નવ્ય લેપાય. ૩૯

તે તો શુધ્ધ જ્ઞાની કહેવાય, મન બુધ્ધિ જહેને વશ થાય;
કર્મ ફલ યોગ્ય ઇચ્છે જેહ, યજ્ઞને યજે દેવને તેહ. ૪૦

જ્ઞાની બ્રહ્મ રૂપ અગ્નિને, યજ્ઞે કરી હોમે યજ્ઞને;
શ્રોત્રાદિ જ્ઞાન ઇંદ્રિ કોય, તે અગ્નિમાં હોમે સોય. ૪૧

કોએક શબ્દાદિકને વળી, હોમે જ્ઞાન ઇંદ્રીમાં વળી;
કો યોગી કર્મો સૌ જેહ, શ્રવણાદિક પ્રાણાયામે તેહ. ૪૨

નિયમ યોગ જ્ઞાનાગ્નિમાં, ત્હેને હોમે તે યજ્ઞમાં;
વળી કો દ્રવ્ય યજ્ઞને કરે, કો એક તપ કો યોગજ ધરે. ૪૩

ધો સ્વાધ્યાય યજ્ઞ કો જ્ઞાન, કરણુ વ્રત કો નેમ વિધાન
કોઈ અપાનમા હોમે પ્રાણુ કો હેમે પ્રાણુમા અપાન ૪૪

પ્રાણુ અપાન ગતિ રૂંધી કોય પ્રાણુાયામમા તત્પર હોય
યો ગ્રહે નિયમે, અહાર પ્રમાણુ, પ્રાણુ વિષે તો હોમે પ્રાણુ ૪૫

યજ્ઞ વેદ એ સર્વે સહી, રહેના પાપ યજ્ઞે ગયા દહી,
ભક્ષે યજ્ઞે શેષામૃત જેહ, બ્રહ્મ સનાતન પામે તેહ ૪૬

યજ્ઞ રહીતને નહિ આ લોક, તો કોણ કથાથી પર લોક,
શુદ્ધ દ્રવ્યે યજ્ઞ અહિંસક હોય, બ્રહ્માર્પિત મતિથી સૌ જોય ૪૭

બ્રહ્મમય દ્રવ્યથી કરે, બ્રહ્માર્પણુ મતિએ આદરે,
યજ્ઞ તણા એમ ઘણા પ્રકાર, વેદ વિષે છે વિસ્તાર ૪૮

મન્ત્ર ક્રિયા શુભ દેશને કાળ, સગ પાત્ર શુદ્ધ તો નહિ આળ,
સ્વરાપરાધાદિ જાળવી, બ્રહ્મ વ્યતિરિક્ત મતિ ખાળવી ૪૯

નામ સંકીર્તન પ્રીતે કરી, યજ્ઞ પૂર્ણતા વિધિ વિસ્તરી,
કર્મ થકી ઉપજ્યા જે જાણે, મોક્ષ પ્રાપ્તી જાણે નિર્વાણે ૫૦

અહંતા મમતા ગર્વ ન રાખે, બ્રહ્માર્થે કરવાનુ ભાખે,
દ્રવ્ય યજ્ઞથી ત્યા એવદા, જ્ઞાન યજ્ઞ પરંતપ સદા ૫૧

પાર્થ સર્વ કર્મ તે જેહ, જ્ઞાન વિષે લય પામે તેહ,
તે તો જ્ઞાની અતિ પ્રાણુ પતે પૂછે ને સેવાની ગતે ૫૨

જ્ઞાની તત્વદર્શી ઉપદેશ, તુજને કરશે તત્ર પામેશ,
પાડવ એમજ જ્ઞાને કરી, તુજને મોહ નહી વ્યાપે ફરી ૫૩

જેણે દેખીશ સર્વે કોય, આત્મા માંહે મુને તું જોય;
જો તું સર્વ પાપથી ઘણો, છો તે કરતા પાપજ તણો. ૫૪

જ્ઞાનરૂપી એ નાવે કરી, ઉતરીશ પાતિક પરહરી;
અર્જુન પ્રત્યે કહે ભગવાન, તને કહ્યું મેં તત્ત્વજ્ઞાન. ૫૫

પાવક પવનનો પ્રેર્યો બળે, અસંખ્ય જંતુ તેમાં પ્રજળે,
અર્જુન એ દ્રષ્ટાંત કહેવાય, પાવક પાપે નહિ લેપાય. ૫૬

કોટી યોજન બળે નવ ખંડ, પાપ ન લેપે તહેને પિંડ;
સર્વ ભક્ષણ કરે હુતાશન, તદપિ પાપ કે નહિ મલીન ૫૭

અર્જુન દીપ્ત અગ્નિ તો જેમ, કરે ભસ્મ કાષ્ટને તેમ;
જ્ઞાન રૂપી એ અગ્નિયે સોય, સર્વ કર્મ ભસ્મ થય હોય. ૫૮

આ લોકમાં છે જે જ્ઞાન, પવિત્ર નથી કાંઈ તેહ સમાન;
તો યોગે સિદ્ધ થયો થકે, જાણી સજ્ઞાન આત્મા વિષે ૫૯

એવું જ્ઞાન વિચારે મન, તેહેને ન લેપે પાપ અર્જુન;
જ્ઞાન લક્ષણ વહ્નિ છે જેહ, કામ ક્રોધાદિ બાળે તેહ. ૬૦

જ્ઞાન સરખું કાંઇ પાવન નથી, વાત એ વેદ પુરાણે કથી;
જીતેંદ્રીય વળી જ્ઞાનમાં ધ્યાન, શ્રદ્ધાએ તે પામે જ્ઞાન. ૬૧

જ્ઞાન પામતાં થોડે દીન, પરમ સુખ પામે તે જંન
નહિ શ્રધ્ધા નહિ જ્ઞાન પ્રકાશ, સદેહે તે પામે નાશ. ૬૨

સંશયાત્મકને સુખ, નહીં શોક, અને નહિ આ લોક પરલોક,
જ્ઞાન તણો અદ્ભુત મહિમાય, ચૌદે લોક જેણે વશ થાય. ૬૩

આત્મા વિષે પરમાત્મા દેખે, શ્રદ્ધા પૂર્વક જેને પેખે,
જ્ઞાન દીપક જાણો સાર, જ્ઞાને તમ ભાગે નિરધાર. ૬૪

હે અર્જુન કહું હૃદય વિચાર, અજ્ઞાને ઉપજે અહંકાર;
અહંકારે મોહ મન તે ભેદિયે, જ્ઞાન ખડગે તે છેદિયે. ૬૫

યોગાભ્યાસથી તજ્યાં કર્મ, જ્ઞાને છેદ્યો સંદેહ ધર્મ;
યોગ જ્ઞાનથી બાળે કર્મ, સંશય છુટે ભાગે ભર્મ. ૬૬

યોગ યુક્તથી કર્મ વિચાર, કર્મ અકર્મ તણો પ્રતિહાર,
અર્જુન આત્મજ્ઞાન જેહને, નહિ કર્મ બંધન તેહને. ૬૭

તે માટે જે આ સંદેહ, અજ્ઞાને હૈયામાં જેહ;
છેદ જ્ઞાન ખડગ ગ્રહી મૂઢય, યોગ વિષે રહે ભારથ ઉદય. ૬૮

દાસ દયાને બુદ્ધિ છે જેહેવી, રચના આ અધ્યાયે છે તેહેવી;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, કર્મ યોગ ચોથો અધ્યાય. ૬૯

इति श्रीमद् भगवद्गीतायां उपनिषत्सु ब्रह्म विद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे कर्म संन्यास
योगो नाम चतुर्थोध्याय ॥४॥



## ભગવદ્ગીતા અધ્યાય–૫

### ।। અર્જુન ઉવાચ ।।

કર્મ તણા ત્યાગને વદો, અને ફરી યોગ જે બદો;
તે બેમાં શ્રેયકારી જેહ, નિશ્ચે કહો કૃષ્ણજી તેહ. ૧

### ।। શ્રી ભગવાનુવાચ ।।

કર્મ યોગ ને ત્યાગ વિચાર, તે બેઉ એ કલ્યાણ પ્રકાર;
તે માંહે કર્મના ત્યાગ થેં, કર્મ યોગ તે ઉત્તમ થકે. ૨

અર્જુન કર્મ તણો જે નાશ, વળી યોગ ક્ષમા અભ્યાસ;
બંને માર્ગ સરખા કરી જાણ, બ્રહ્માનુભવી પદ હોય નિર્વાણ. ૩

તે સંન્યાસી જાણો નિત્ય, આકાંક્ષા ને દ્વેષ રહિત;
કોનો દ્વેષ ઈર્ષા નાં કરે, અદ્વૈત બુદ્ધિએ આચરે. ૪

દ્વંદ્વ વિના તે સુખે થકો, મહાબાહો છૂટે બંધ થો;
હે અર્જુન તે ભક્ત નિદાન, જેણે જાણ્યું તત્ત્વજ્ઞાન. ૫

સાંખ્ય યોગ જે જુજુઆ બદે, બાલ બુદ્ધિ પંડીત નવ વદે;
બેમાં વિધે કરે એક જેહ, બેના ફલને પામે તેહ. ૬

સાંખ્યે પ્રાપ્તી સ્થલ હોય જેહ, યોગે પણ પામીએ તેહ;
એક દ્રષ્ટિ એ બેમાં હોય, પર બ્રહ્મને દેખે સોય. ૭

કર્મ યોગ વિના સન્યાસ, ભાગ્ન નહિ પામવા આસ,
કર્મ યુક્ત મુનિ જે હોય, વિના કષ્ટ તે પામે સોય ૮

યોગે યુક્ત ને શુધ્ધ આત્મા, હોયે જીત ઇંદ્રી જીતાત્મા,
સર્વાત્મા આપ સમ ધરે, નવ્ય લેપાય પાપ જે કરે ૯

કર્મ યુક્ત ને જ્ઞાની જેય, કર્તા હું નવ્ય જાણે સોય,
દેખે સૂંઘે ને સ્પર્શ અન્નિ ન ચાલે એમે સૂએ કરે શ્વાસ શ્વસન ૧૦

જોતા સાંભળતાં તે સહી, સુગંધ લેતા જમતા સહી,
સૂતા બેસે ને ચાલતો, શ્વાસ લેતા મૂકતો ને નિમસતો. ૧૧

મનમાં સાર અસારજ સહી, હું કર્તા એમ જાણે નહિ,
અહંતા મમતાનો નહિં દેશ, તેને કહ્યા ના અભિનિવેશ ૧૨

ચાલણ વાલણ જે કાંઈ વિચાર, તે ઇંદ્રીયોનો વર્તે વેહેવાર,
હું કર્તા એમ જાણે નહી, અદ્વેત બ્રહ્મ નિરંતર સહી. ૧૩

અર્જુન તે યોગી એમ જાણ, બ્રહ્મપદ પામે તે નિર્વાણ,
પૂર્વે વસિષ્ટાદિક ઋષિ જેહ, વેદ વિહિત કર્મને કરતા તેહ, ૧૪

જ્ઞાન દ્રષ્ટિ આભ્યંતર મર્મ, વેદ વિહિત તે કરતા કર્મ,
ચિત્ર ઘણા જેમ પટમા હોય, તેમ અંતરાત્મા દેખે સોય, ૧૫

ઘણાં ચિત્ર પણ પટ તો એક, જ્ઞાની જન ઉર એજ વિવેક;
આત્માઊત એવા ઋષિ જેહ, શરણ બ્રહ્મપદ પામ્યા તેહ ૧૬

શ્રીમદ્ ભાગવતમા એમ સાય, નિષ્કામ સ્નેહ સમ નહિ કો થાય;
તજે મળ મૂત્ર બોને ને ગ્રહે, સોંપોન્મેષ પણ કરતો રહે. ૧૭

જાણે એમ ઇંદ્રીનો ભાવ, નહીં પોતા તણો અભાવ,
કર્મ આરોપે બ્રહ્મ મોઝાર, ફળ સકત ન કાંઇ લગાર ૧૮

એમ કરે તે નવ લેપાય, યથા કમળ પત્ર જળ માંહ્ય,
જનમ જળમાં રહે કમળ ઉગ્મ, ત્યમ જ્ઞાનીને કર્મ નિગારા ૧૯

તેને આવાગમનની ભ્રમણા નહિ, જે કર્મ બ્રહ્મને અર્પે સહી,
મન બુદ્ધિ કાયા એ કરી, કેવળ ઇંદ્રિએ પરવરી ૨૦

આત્મા તણી શુધ્ધતા ભજી, કરે કર્મ ફળ ઇચ્છા તજી,
નિષ્કામ ને કર્મે યુક્ત, તેને તજે તે પામે મુક્ત ૨૧

કામીને આસક્ત મનમાંહ્ય, બહિર્મુખી કર્મે બંધાય,
યોગેશ્વર મહંત છે જેહ, કામના કર્મ કરે છે તેહ ૨૨

તે આત્માની શુધ્ધિને કાજ, કરે તદપિ પણ ફળનો ત્યાગ,
અર્જુન જે કહીએ મહાનંત, તદપિ મોહ છાંડે લહી ભ્રાંત ૨૩

મનથી કર્મ કરે સહુ ત્યાગ, મન વશથી મનમાં અનુરાગ
નગર દ્વાર નવનામાં રહી, તે કાંઇ કરે કરાવે નહી ૨૪

એમ ન જાણે પ્રભુ લગાર, હું કર્તા હું સર્જનહાર,
કર્મ તણું ફળ તેહને નહિ, વર્તે તેહની માયા સહી ૨૫

કોઇનું પુન્યને કોઇનું પાપ, ગ્રહે ન તે ત્યાં ઇશ્વર આપ,
મોહ અજ્ઞાને ઢાંક્યું જ્ઞાન, જ્યમ વાદળે ઢાંક્યો ભાણ ૨૬

અજ્ઞાને જે જ્ઞાન ઢાંક્યું, તેણે સર્વ મુંઝાઈ રહ્યું,
જ્ઞાનેથી જેહનું અજ્ઞાન, નાશ થયું હોય તેનું જ્ઞાન ૨૭

અદિત્યની પેરે ત્યાં ઘણુ, પ્રકાશ થાયે તેહજ તણુ
બુદ્ધિને આત્માને શુ ધરે, તાત્પર્ય તેહને આશરે ૨૮

જ્ઞાને પાતિક ધોયા હોય, પુનરાર્તિ ન પામે સોય,
વિનય ય બ્રાહ્મણ વિદ્વાન, તથા ગાયને હસ્તિ શ્વાન ૨૯

અને ચાંડાળ હોય જે કોય, પંડિત તે સમદ્રષ્ટે જોય,
સમદ્રષ્ટિ એ અવતાર, અહીં બેઠા જીત્યો સંસાર ૩૦

નિર્દોષને સમ છે બ્રહ્મ, બ્રહ્મભાવ એ પામ્યો ત્યંમ,
ગમનુ પામે નહી કાંઇ સુખી, અણગમનુ પામે નહી દુખી. ૩૧

મોહ રહીત બુધ્ધિ દ્રઢ હોય, બ્રહ્મજ્ઞ બ્રહ્મમા રહે સોય,

॥ બ્રહ્મવિદ્ બ્રહ્મૈવ ભવતી તિશ્રુતે ॥

બાહ્ય ઇંદ્રીના ભોગજ વિષે, નહિ આસક્ત સુખ આત્મા થકે ૩૨

બાહ્ય યોગ મુક્ત આત્મા હોય, અક્ષર સુખને પામે સોય,
સ્પર્શ ઇંદ્રીના જે જે ભોગ, તે તો ઉત્પત્તિ દુખ સંયોગ. ૩૩

કુંતી સુત તેહને આદ્યંત, પંડીત તે માંહે ન રમંત
શરીર મૂકવા પેહેલુ કોય, કામ ક્રોધ જનીત વેગ હોય ૩૪

તેહને સહેવા સર્વ સમર્થ જેહ, યોગી તેહ સુખી નર તેહ
અંતરાત્માનુ સુખ જેહને, તે શુ રંગે દેખે તેહને ૩૫

યોગી બ્રહ્મ રૂપ જે દેહ, બ્રહ્મ માંહે લય પામે તેહ,
ક્ષીણ પાપ ને સહુના હિતુ, દ્વંદ્વ રહીત તે આત્માજીતુ. ૩૬

સમ દર્શી ઋષિ હોયે જેહ, બ્રહ્મ વિષે લય પામે તેહ;
જેણે યતિએ જીત્યું ચિત્ત, કામ ક્રોધથી હોય વિરક્ત. ૩૭

આત્મ વિત મુએ જીવતે, લય પામ્યા છે બ્રહ્મ જ વિષે;
બાહ્ય કરે ઇંદ્રીને વિષે, આણે ચક્ષુ ભમ્મે ને વિષે. ૩૮

પ્રાણ અપાનને કરે સમાન, ચાલે નાસિકા મધ્યે ધ્યાન;
જીતે ઇંદ્રી ને મન બુદ્ધ, એહવો મુનિ મોક્ષ પર શુધ્ધ. ૩૯

તજે ક્રોધ ઇચ્છા ને ભય, એહવો જેહ સદા મૂક્ત છેય;
સકલ લોકનો ઇશ્વર તથા, તપને યજ્ઞ તણો ભોક્તા. ૪૦

અંતર્યામિ સહુમાં લહે, મુજને તે મોક્ષ પદ ગ્રહે;
મતિ દયાને દીધી જહેરી, રચના ધી અનુસારે તહેરી ૪૧

યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, કર્મ નાશ પંચમ અધ્યાય. ૪૨

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे संन्यास योगो नाम
पंचमोध्यायः ॥ ५ ॥



## ભગવદ્‌ગીતા અધ્યાય-૬

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

જે કો કર્મ ફલને ન આશ્રયે, કરવા યોગ્ય કર્મ તે કરે;
અર્જુન વેદ વિહિત જે કર્મ, વાદ કરે ને લોપે ધર્મ. ૧

નહીં સન્યાસી નહીં તે યતિ, નહિ હોય ત્હેની ઉત્તમ ગતિ;
તે સંન્યાસી યોગી યુક્ત, નહિ નિરગ્નિને ક્રિયા વિમુક્ત. ૨

પંડિત જહેને કહે સંન્યાસ, પાંડવ તેહજ યોગાભ્યાસ;
ત્યજ્યા નહીં જેણે સંકલ્પ, યોગાભ્યાસી નહિ બુદ્ધિ અલ્પ. ૩

યોગ પામવા ઇચ્છે ભર્મ, વેદ અંગ તે કારણ કર્મ;
યોગથી મોક્ષને ઇચ્છે જેહ, ક્ષમા ખડગ લે કારણ તેહ. ૪

એવો જ્ઞાની તે સંન્યાસ, ઇંદ્રિજીત સંસારે ઉદાસ;
જહેને શત્રુ મિત્ર સમાન, સુવર્ણ કાષ્ટ ને લોહ પાષાણ. ૫

એવા યોગી હોયે જેહ, પાપ પુન્યથી અળગા તેહ;
પવિત્ર પણે આસન દઢ કરે, સભ્ય અસભ્ય દ્રષ્ટિ નભ્ય કરે. ૬

યોગ વિષે હોયે મન જેહનું, કર્મ નિષ્કામ કારણ તેહનું;
યોગ તણે મારગ જે ચઢે, કારણ તેજ ઇંદ્રી વશ કરે. ૭

ઇંદ્રીનાં શબ્દાદિક કર્મ, નોહે આસક્ત તેહની ધર્મ;
સર્વ સંકલ્પથી ત્યાગી રહે, તેહને યોગારૂઢ જ કહે. ૮

આત્માએ આત્મા તારવો, આત્મા ઉંધો ન વિચારવો;
આત્મા બંધુ આત્મા તણો. તેમ વેરી આત્મા આપણો. ૯

આત્માએ આત્મા વશ હોય, આત્મ આત્મનો બંધુ સોય;
આત્માને આત્મા અજ્ઞાન, કરે શત્રુવટ શત્રુ સમાન. ૧૦

જીતાત્મા નેં ગુણ હોય શાંત, શીત ઉષ્ણ સુખ દુઃખની ભ્રાંત;
માન અપમાન સમ જાણ્યાં જેણે, સંભાજ્યો પરમાત્મા તેણે. ૧૧

જ્ઞાને ને વિજ્ઞાને તૃપ્તિ, હોય જીતેંદ્રિય અને વિરક્તિ;
મૃત્પિંડ[1] કાંચન પાષાણ, જેહને સમ તે યોગી જાણ. ૧૨

સમ લોટા સમ કાંચન થાય, શુધ્ધ, યોગી તે કહેવાય;
યોગેશ્વરે કહી યોગી રીત, યોગી પ્રીને ધરશે ચિત્ત. ૧૩

હિતકારીને શત્રુ મિત્ર, મધ્યવર્તી બંધુ ત્રાહિત
સાધુ પતીત સમતોલે ગણે શ્રેષ્ઠ સર્વથી તેહને ભણે ૧૪

યોગી એકાંતે સ્થિતિ કરે, આત્માએ આત્માશું હરે;
એકાકી યત ચિત્તાત્મા આશા પરિગ્રહ નહિં મનમાં. ૧૫

આત્માનું સ્થાનક સ્થિર કરે, પવિત્ર સ્થાનકે તેહને ધરે;
અતિ ઉંચું નીચું નવ્ય હોય, કુશ મૃગ છાલા વસ્ત્રે સોય. ૧૬

એકાગ્ર ચિત્તે તે ચિપે, મન વશને ઇન્દ્રિને ચિપે;
એમ થકો આસન ત્યાંહાં કરે, આત્મ શુધ્ધ ને યોગ આચરે. ૧૭

કાયા શિર ગ્રીવા સમધરે, અને સ્થિર અચલ મન કરે;
રાખે દ્રષ્ટિ નાસાની અગ્ર, નવ્ય અવિલોકે દિશા સમગ્ર. ૧૮

---

૧ માટી

શાંતાત્મા ને નિર્ભય થઇ, બ્રહ્મચર્ય વ્રતને અડો
ચચન મન સ્થિર નિશ્ચય કરી, હૃદય પ્રકાશની માંડે દ્રષ્ટિ ૧૯

જ્ઞાન દ્વારે અનિરોધે જેહ, બ્રહ્મભૂત નર જાણીયે તેહ
મન વશ ચિત્તમાં મુજને ધરે, મત્ત પર યોગ સાધના કરે. ૨૦

યોગાભ્યાસી રૂધી મન, જોડે આત્માને આત્મન,
તદા પરમ સુખ મારૂં જેહ, તેહ સમે તે પામે તેહ ૨૧

અતિશે અસન કરે જે કોય, કાઇ ન ખાય તો એહનો હોય,
અતિ જાગેને અતિશે સોય, યોગ ન પામે તે તો કોય. ૨૨

અતિ આહાર નિદ્રા જેહને, ધ્યાને ધીરજ નવ્ય રહે તેહને,
અલ્પ આહાર લઘુ નિદ્રા જેહ, આસન ધ્યાન યુક્ત રહે તેહ ૨૩

આહાર વિહાર યુક્ત જે હોય, યુક્ત કર્મની ચેષ્ટા સોય,
યુક્ત સ્વપ્ને જાગ્રત તણે, યોગાભ્યાસ દુઃખ તેનું હણે ૨૪

જ્યારે ચિત્ત નિયમમાં રહે, અને તે ચિત્ત આત્મામાં રહે,
એવા જ્ઞાની હોય નર જેહ, મોક્ષ માર્ગને પામે તેહ ૨૫

સૌ અભિલાષે નિઃસ્પૃહી હોય, યોગાભ્યાસી કહીયે સોય,
કાઇ ઇચ્છા મનમાં ન ય કરે, જ્ઞાને શુધ્ધ કર્મ આચરે ૨૬

જેમ દીપકની ચાલે બાત, તેમ તે શરીર તણી ત્યાં ઘાત,
યોગાભ્યાસીનું ચિત્ત નેમમાં, યોગી તે સયોગે આત્મા ૨૭

યોગાભ્યાસે રૂધ્યું ચિત્ત, પામે પરમાત્મા શું નિવૃત્ત
પેખે આત્મા આત્મા માંહ્ય, સતેસી યોગી કહેવાય ૨૮

એમ અતિ સુખ જે બુદ્ધિએ જડે, નિગ્રહે ઇંદ્રિ, ના વશ પડે;
તે યોગ તત્ત્વે સાધતે, ચળે નહીં તે આરાધતે. ૨૯

આત્મ જ્ઞાન સુખ પાંમી જેહ, તેથી અધીક ન જાંણે તેહ;
એહવા સુખની મધ્યે રહી ભારા દુઃખે ચળે તે નહી. ૩૦

એહવે નામે યે એ યોગ, ટાળે દુઃખ તણો સંજોગ;
તે યોગ વૈરાગ્ય ચિત્ત ધરી, અભ્યાસવો નિશ્ચેં કરી. ૩૧

સંકલ્પે ઉત્પત્ત થયા જેહ, સર્વ અભિલાવ તજે તો તેહ;
સકલ સમોહ જે ઇંદ્રિ તણા, મને શું ગાખે મનમાં. ૩૨

એહવી બુધ્યે જે ધૈર્ય ગ્રહે, નિવર્તે તેણે શનૈઃ શનૈઃ
મન તે આત્માને વશ કરે, બીજું કાંઇ મનમાં નવ્ય ધરે. ૩૩

મન આત્મા વશ અહેવો સહી, તે તો કાંઇ ચિંતવે નહીં;
મન ચંચળ છે માટે વળી, જ્યાંહાં ત્યાંહાંથી જાય છે તે ચળી ૩૪

ચંચળ ને અસ્થિર મન જેહ, ચળે યે એ વિષયે તેહ;
નિયમે રાખે ત્યાંહાં ત્યાંહાં થકી, રાખે વશ આત્મા વિષે. ૩૫

ત્યાંહાં મન બુદ્ધિ આકર્ષણ કરી, હરિ અર્ચન કરતાં રેહેશે હરી.
પછી મુને સઘળે દેખશે, સર્વત્ર મુને વ્યાપક પેખશે. ૩૬

સૌના આત્મા જાણે સમાન, અભેદ બુધ્ધિનું રહે ભાન;
ચંચલ મન સાચવવું ગ્રહી, મન જીતે હરી પામીએ સહી ૩૭

શુધ્ધ બ્રહ્મનું થાતાં જ્ઞાન, નહિ લેશ રહે કો અજ્ઞાન;
તે માટે મન જીતે જેહ, મન જીતે હરિ પામે તેહ. ૩૮

મન થકી મન તેવો વેખગે હૃદય કમળમા પ્રભુ પેખગે
એમ કરતા જે ગુણુ સમે, ત્યાં મન શાંત પામિ નિર્ગમે ૩૯

એમ યોગે પ્રસન્ન થયો જેહ, બ્રહ્મ રૂપ સુખ પામે તેહ,
યોગીના પાતિક જાય ટળે, આપ થકી આત્માને મળે ૪૦

સુખે બ્રહ્મ સ્પર્શ થયો જેહ, અતિશે સુખને પામે તેહ,
દેખે સર્વને પોના માંહ્ય, પોતે સર્વ પ્રાણીમા થાય ૪૧

ને યોગે યુક્ત આત્મા હોય, સમાન દષ્ટે જેયે સોય,
મુજને સઘળે દેખે જેહ, મારે વિષે સર્વ ત્યમ તેહ ૪૨

તહેનો થાના દેઉ નહિ નાશ, મ્હારો તે નવ થાય વિનાશ
સર્વ ભૂતમા હુ રહું જેહ, એમ જાણે એ તત્વે તેહ ૪૩

ભજે ને સ્થિતિ કર્મ જે થાય, તોપણુ તે જોગી હુ માંહ્ય,
પોતાનો આત્મા જયમ હોય, સઘળે દેખે સરખો હોય ૪૪

સુખને દુ:ખ સમ જાણે મન, યોગી પર્મ તે તો અર્જુન,

॥ અર્જુન ઉવાચ ॥

મધુસૂદન બીજાને તમે, આ જે યોગ કહ્યો અનુક્રમે ૪૫

સ્વામી તમે સૌ સત્યજ કહ્યુ, પણ મન નિગ્રહ કયમ તે બાકી રહ્યું,
ચંચળ મન ત કયમ જીતાય, તેનો ભાખો સરળ ઉપાય ૪૬

પવન બધાયો તે કયમ રહે, તે વિધિ જાણવાને મન ચહે,
ઇન્દ્રીને વિષયનું તાન, તે સ્થિર રહે કયમ ગતિ ભગવાન ૪૭

અદઢ ચિત્ત નિગ્રહ કેમ થાય, તે ઉપાય દો યદુરાય
ચચળ મનને ન દેખુ એહ, ઘણીવાર રહે સ્થિર તેહ ૪૮

હે કૃષ્ણ ચચળ મન જેહ, દઢ બળવાન પ્રમાથી તેહ,
તે મન વશ કરવાને એહ, દીસે વાયુ તણી ગતિ સહ ૪૯

॥ શ્રી ભગવાનુવાચ ॥

મન ચચળ દુખે ગ્રહેવાય, સદેહ નહી અર્જુન તે માંહ્ય,
અર્જુન તુ કહે તે સત્ય, મન તણી છે ચચળ ગત્ય ૫૦

કુંતિસુત વૈરાગી થઇ, અભ્યાસે ગ્રહેવાયે સહી,
નિગ્રહ માટે કરજે અભ્યાસ, વૈરાગ્ય-યોગ-ભક્તિ ગ્રહે ગ્રાસ ૫૧

જ્ઞાને સહીતથી થાય પ્રકાશ, એમ કહે છે શ્રી અવિનાશ,
આત્મા નહી નમે જેહને, યોગ પ્રાપ્તી દુખે તેહને ૫૨

જહેનો આત્મા નમે હોય, પામે યોગ ઉપાયે સોય
વૈરાગ્યે કરી મન જીતીયે, મન જીતી યોગ કીજીયે ૫૩

॥ અર્જુન ઉવાચ ॥

સ્વામી કો સન્યાસી થાય, ગૃહી પણ તજી વનમા જાય
તિન વૈરાગ્ય ન મનથી આવ, તે નિશ્ચે ચળી ભ્રષ્ટજ હોય ૫૪

યોગ માર્ગમા યત્ને પળે, શ્રદ્ધાવાન અને જે ચળે,
યોગ થકી ચળ્યો એમ જ્યહ, કૃષ્ણ કોણ ગતિ પામે તેહ ૫૫

પડયો જે એ મારગથી કોય, શું છેદે અભ્રવત નાશજ હોય
બ્રહ્મ મારગમા જે મુઝાય, નિરાશ્રયીની ગતિ શી થાય ૫૬

શ્રીકૃષ્ણ સકળ માહાગ સંદેહ, યોગ્ય છેદવા છો તમો તેહ;
આજે સંદેહ ભાંગે સોય, તમથી અવર ન પામું કોય ૫૭

॥ ભગવાનુવાચ ॥

પારથ તેહને તો આ લોક, અને વિનાશ નહિં પરલોક;
કલ્યાંણુનો કર્તા કોય તાત ન તેહેની દુર્ગતિ હોય. ૫૮

યજ્ઞાદિક કર્તાનો ઠામ, પામી બહુ દિન કરે વિરામ;
પછી પવિત્ર મહા ભાગ્યેહ, યોગ ભ્રષ્ટ અવતરે તેહ ૫૯

અથવા બુદ્ધિવાન કુળ માંહ્ય, યોગીને કુળે ઉત્પત્તિ થાય;
અતિ દુર્લભ આ લોક મોઝાર, જન્મ પામવો ત્યાં નિર્ધાર. ૬૦

તે તો તે જન્મે બુદ્ધિવાન, પૂર્વ જન્મનું રહે છે જ્ઞાન;
ત્યારે તે ફરી કરે ઉપાય, કુરૂજા સિધ્ધિ અર્થને ધાય. ૬૧

પૂર્વ તણો અભ્યાસી જેહ, અવસ્ય પામે ત્હેને તેહ;
યોગ નાં જાણે જે તે યદા, શબ્દ બ્રહ્મ ઉલ્લઘે તદા. ૬૨

યોગી યત્ને કરે ઉપાય, તેહ તણાં પાતીક ધોવાય;
અનેક જન્મે સિદ્ધજ થઈ, પર્મ મોક્ષ તે પામે સહી. ૬૩

યોગી તપસી થાતાં અધીક, જ્ઞાનીથી પણુ માનો વધિક;
કર્મ પણુ યોગીથી ઘટે, અર્જુન યોગી થા તે માટે. ૬૪

સઘળામાં જે યોગ આચરે, અંતરાત્મા મુજશું ધરે;
ભજન કરે શ્રદ્ધાયે જેહ, માહારે શ્રેષ્ટ માનવો તેહ ૬૫

અર્જુનને કહે છે શ્રી હરિ, જેગથી જેહની મનસા ફરી;
કામ્ય કર્મનો કીધો ત્યાગ, તે પુણ્યે પામે વૈરાગ. ૬૬

કો કાળે તેને જ્ઞાન ઉપજે, જ્ઞાન થકી તે મુજને ભજે;
દુર્ગતિ તેહની હોયજ નહિ, કે જેણે મ્હારી ભક્તિ લહી. ૬૭

બુધ્ધિ પ્રેરક શ્રી કૃષ્ણજ થયા, દાસ દયા પર કીધી મયા;
યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, વેદ કર્મ ઉક્તી અધ્યાય ૬૮

આત્મ સયમની ભાખી રીત, યોગી જન એ શું કરે પ્રીત;
યમ નિયમાદિ પાળે જેહ, આત્મ સંયમને લેહેશે તેહ. ૬૯

इति श्रीमद्भगवद्गीता सुपनिषत्सु ब्रह्मविद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे आत्म संयम योगो नाम
षष्ठमो ध्यायः ॥ ६ ॥



## ભગવદ્‌ગીતા અધ્યાય-૭

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

હે અર્જુન તે જીવનમુક્ત, મુજ વિણ મન રાખે આસક્ત;
મુજ આસક્ત પારથ મન કરે, યોગ આચરે મમ આશરે. ૧

સમગ્ર જાણે મુજને ત્યેમ, સુણ્ય પ્રકૃતિ નિશ્ચે કહું તેમ;
હું, તુને વિજ્ઞાને સહ જેહ, કહીશ જ્ઞાન સર્વે તો તેહ. ૨

જે જ્ઞાનને જાણે કરી, જાણવા યોગ્ય નહિં રહે ફરી;
ઉન્મનિ દૃષ્ટે યોગ અભ્યાસ, એહેવા હજારમાં હોય નિજદાસ. ૩

એ વિના બીજા એકડા મળે, મ્હારી ગતિને તે નવ કળે;
સહસ્ત્ર માણસમાં તો કોય, સિદ્ધ અર્થનો ગ્રાહક હોય. ૪

એહેવા સિધ્ધ અર્થી જે રહે, તેહેમાં કો તત્ત્વે મુને લહે,
પૃથ્વી જળ અગ્નિને પવંન, આકાશને બુધ્ધિને મંન ૫

અવની, ઉદક, વહ્નિ ને વાય, આકાશ મન બુધ્ધિ એકજ થાય;
વળી અહંકાર એમ કરી, આઠ પ્રકૃતિ જુજવી માયરી. ૬

અહંકાર મળીયા તે જાણ્ય, અષ્ટ પ્રકૃતિ જીવ પ્રમાણ;
એ નિકૃષ્ટ પ્રકૃતિ જે કહી, તેથી અન્ય જીવ તે સહી ૭

માહાબાહુ જાંણ્ય તું તેહ, ધરી રહે જગતને જેહ;
એ પ્રકૃતિ ભેદે જગ ઉત્પન્ન, તેમાં અધિકારી છે મંન. ૮

સર્વ ભૂતની ઉત્પત્તિ જેહ, તેહ તણું સ્થાનક તે એહ;
એ સમગ્ર જગ મુજથી થાય, લય પામી મુજમાંહે સમાય. ૯

સ્થિતિ ઉત્પત્તિ ને લયતણું, જગત સમગ્રનું તે હું ભણું;
સુણો ધનંજય હું થી પર, નથી કાંઈ તો ઉત્તમ નર. ૧૦

મુજથી જગ અળગું ન લગાર, એક સૂત્રે જ્યમ પ્રોવ્યો હાર;
જગત પ્રોયું છે મુજમાંહ, સૂત્ર વિષે મણીગણ ને ન્યાય. ૧૧

જગ રૂપી આ મણકાએ કરી, એક સૂત્રે તે પ્રોવ્યો હરિ;
કુંતી જાત જળમાં રસ જેહ, ચંદ્ર સૂર્યની આભા તેહ. ૧૨

ઉદક વિષેનો રસ છે જેહ, ચંદ્ર સૂર્યની કાંતિ તેહ;
પ્રાણ વિષે વર્ણે ૐ કાર, તે માંહે હું છું નિરધાર. ૧૩

પ્રણવ સર્વ વેદમાં વ્યક્ત, શબ્દાકાશને હું નર સક્ત;
અવની વિષે સુગંધ છે સહી, વહ્નિ તેજથી અળગો નહીં. ૧૪

પવિત્ર ગંધ જે પૃથ્વી માંહ, તથા જ્યોતિ અગ્નિથી થાય;
પ્રાણી માત્રમાં જીવનપણું, તે, હું, ને તપ તપસી તણું. ૧૫

તપસીનું તપ છે તે સત્ય, સર્વ ભૂતમાં બીજની ગત્ય;
પાર્થ સકળ ભૂતમાં જેહ, બીજ સનાતન હું તો તેહ. ૧૬

બુદ્ધિવાનમાં બુદ્ધિ જેહ, તેજસ્વીનું તેજ હું તેહ;
બળવાનમાં બળ તે હું, રાગ દ્વેષ વિના તે કહું. ૧૭

કામ સંગ ભૂતનો જેહ, ધર્મ વિરોધ કરે નહિ તેહ
પારથ પ્રત્યે પ્રભુ કહે વાણુ, તુજથી અળગો નહિ જાણુ ૧૮

ત્રિગુણ પુરૂષને આજ્ઞાકરી સહી, કર્મ કરાવુ અળગો રહી
સાત્વિક રાજસ તામસ ભાવ, હું થી જાણે તે ત્રણ સ્વભાવ ૧૯

તે હું મા, હું તેમા નહી, અગતંભ તે જાણો સહી
એણે ત્રણ ગુણે તો સહુ, વિસ્તાર્યુ મોહ્યુ છે બહુ ૨૦

એથી પર અવ્યય એમ કોય, મુજને તો નવ જાણે સોય,
ત્રિગુણાતીત મુજને જાણશે, દુષ્ટ સંગથી અળગો થશે ૨૧

ગુણમય દૈવી માયા એહ, તરવી કહણ માહારી તેહ,
પામે મુજને તો જે કોય, તરે તે માયાને સોય ૨૨

દુષ્કૃતિ ને અધમ નર જેહ, કયમે ન પામે મુજને તેહ,
માયા એ લોપાયે જ્ઞાન, અસુર ભાવ પામે નિદાન, ૨૩

ચતુર્વિધ ભક્ત છે જેહ, શ્રદ્ધાયે આરાધે તેહ,
પુણ્યાત્મા માહારે અર્જુન, પ્રકાર ચ્યારથી કરે ભજન ૨૪

આરત, જીજ્ઞાસુ, અર્થારથી, જ્ઞાનીને મુજ દર્શનથી,
એક પીડિત તે મુને સેવતો, બીજો મુને જાણવા ઇચ્છતો ૨૫

ત્રીજો કામના બુધ્યે ચ્હાય, ચોથો મુમુક્ષુ જ્ઞાની કહેવાય,
તે મધ્યે જ્ઞાની ભક્ત એક, નિષ્કામે ભજન કરે તે વિશેષ ૨૫

એ સર્વેમા જ્ઞાની સાર તે મુજને પામે નિરધાર,
જ્ઞાનીને હુ વ્હાલો અત્ય, મુજને પણ તે વ્હાલા સત્ય ૨૭

ભાન ને ભક્તો ઇચ્છે કામ, તેના ૩૫ ધરૂ તે ઠામ
અપ્રાકૃત રૂપે મુને પીછાણુ, જન મારૂં હું સગુણ કરી જાણુ ૨૮

મુજને સગુણ કરી જે ધ્યાય, તે મૂળ થકી મુખ્ય કહેવાય
ભૂત ભવિષ્ય ને વર્તમાન, ત્રિકાલઅબાધિત નિગમે ગાન ૨૯

વેદાદિકને પણ હું અગમ્ય, ને તિ કહી વીરમે તે ગમ્ય
નિજ્ઞાની જન્મ કર્મને જાણે, અજ્ઞાની અનુભવ ના આણે ૩૦

હું જાણુ પણ તે ન ય લહે, મહિષી ભાગ જેમ પયનો વહે
એ સર્વે તો ઉદાર પ્રમાણિ, જ્ઞાની માહારો આત્મા જાણી ૩૧

જેના ચિત્તે હુ મુજ વગ જેટ, અતિ ઉત્તમ ગતિ પામે તેહ
મુજ ભજન કરેથી પાતીક દુ ખ જાય, મુને ભજતા મુજમાહે સમાય ૩૨

જ્ઞાની બહુ જન્મને અત, મુજને તે પામે સિદ્ધાત,
વાસુદેવ મય આ ભવ, અહેવો મ્હારો આત્મા દુર્લભ ૩૩

જ્ઞાન ગ્રહીત અભિલાષી જેહ, પામે અન્ય દેવને તેહ
તે તો તે તેનામા રહે, પ્રકૃતિ પૂર્વ અભ્યાસજ ગ્રહે ૩૪

જે જે ભક્ત જે જે દેવને, શ્રધ્ધા એ ઇચ્છે સેવને
તે તેને તે દેવજ પ્રતે, કરૂ શ્રધ્ધા અવિચળ મતે ૩૫

તે તો ત્હેની પૂજા કરી, આરાધે છે શ્રદ્ધા ધરી
તે દ્વારે કામ હિત ારી જેહ, માહારા આપ્યા પામે તેહ ૩૬

અલ્પ બુદ્ધિ તો ત્હેની કહી, તેહના ફળનો અતજ સહી
તે દેવને તે પામે આસક્ત, મુજને પામે માહારા ભક્ત ૩૭

બુદ્ધિ હીન, હું અવ્યક્તને, માને મત્સ્યાદિક વ્યક્તને,
પરમ ભાન ઉત્તમ મમ જેહ, અવ્યયને નવ્ય જાણે તેહ ૩૮

યોગ માયાએ વિંધ્યો જેહ, પ્રકાશ સર્વને નહિ હું તેહ,
મુજને લોક આ મૂઢ એકજ, નવ્ય જાણે અવ્યય ને અજ ૩૯

પૂર્વે હતા પ્રાણી જેહ, આજ વર્ત્તમાને પણ તેહ,
જાણું હું જે આગળ હોય, લહે ન ત્રણમા મુજને કોય ૪૦

ભારત ઇચ્છા દ્વેષે કરી, દ્વંદ્વ મોહ રહ્યો વિસ્તરી,
સર્વ ભૂત સંસારી જેહ, પામે મોહને તેણે તેહ ૪૧

પૂણ્ય કર્મ છે જન જેહના, થયા નાશ પાતિક તેહના,
તે તો દ્વંદ્વ મોહને તજે, દ્રઢ વ્રતેથી મુજને ભજે ૪૨

જરા મરણથી તે મુકાય, તે કારણ મમ શરણે થાય,
સમગ્ર બ્રહ્મને જાણે તેહ, સર્વ કર્મ અધ્યાત્મિક જેહ ૪૩

તે અધિભૂતાધિ દૈવ સહ વર્ત્ત, તથા અધિ યજ્ઞ પામે મમ વર્ત્ત,
અવસાને પણ યોગે યુક્ત, મુજને જાણી પામે મુક્ત. ૪૪

દયારામ શ્રી કૃષ્ણનો જન, તેણે પદે કહ્યા વચન,
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, જ્ઞાન વિજ્ઞાન સપ્તમ અધ્યાય. ૪૫

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे ज्ञान विज्ञान योगो
नाम सप्तमोध्याय. ॥ ७ ॥



## ભગવદ્ ગીતા અધ્યાય-૮

### ॥ અર્જુન ઉવાચ ॥

હે પુરૂષોત્તમ શું તે બ્રહ્મ? શું અધ્યાત્મ? ને શું કર્મ?
અધિભુત તે કહો શું કહ્યું? અધિ દૈવ કયમ જાયે લહ્યું. ૧

અધિ યજ્ઞ તે આ દેહમાં, કેમ ને કોણ હે સર્વોતમા;
પરમાત્મા પરબ્રહ્મ કહેવાય, અધિ દૈવિક મૂળ કોણ ને ધાય. ૨

આધિદૈવત મહા મુક્તના ધર્મ, પુરૂષોત્તમ તે છેદો ભર્મ;
જેહનો આત્મા તત્પર નેમ, પ્રયાણ કાળે જાણે કેમ? ૩

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

અક્ષર એહવો ઉત્તમ બ્રહ્મ, ઉપજે તે તો અધ્યાતમ;
જીવ ઉપજાવે છે જેહ, કર્મ સંજ્ઞા કહીયે તેહ. ૪

દેહાદિક તે અધિભૂત જાણ, અધિભૂત તે પુરૂષ પ્રમાણ;
દેહીમાંહે શ્રેષ્ઠ સુણે તું, અધિયજ્ઞ તે દેહમાં હું. ૫

અર્જુન પ્રાણ અધ્યાસે ધાય, અધ્યાત્મ બ્રહ્મ તે કહેવાય;
યજ્ઞ-દાન-જપ-તપ ને કર્મ, અધ્યાત્મ ભક્તના કહીયે ધર્મ. ૬

અંતકાળે મુજને મન માંહ્ય, સ્મરે શરીર તજીને જાય;
તે તો મુજને પામે સહી, એ વાતમાં સંદેહ નહિ. ૭

જ્ઞાન યોગે કરે મ્હારૂં ધ્યાન, અધિ દૈનિક તે કહીયે જ્ઞાન
તેહ સદા તુ સેવે સહી, મ્હારૂ ધ્યાન કરજે સ્થિર રહી ૮

અર્જુન યુદ્ધ કરો જય થશે, અતે પદ મ્હારૂ પામશે
કુતી સુત અતકાળે તે જેહ, ભાવે સ્મરતો છોડે દેહ ૯

તે ભાવે યુક્ત તે તેહ, તે તે પામે તે તે દેહ
તે માટે તુ મુજને સ્મરે, સદા સર્વદા જો યુદ્ધ કરે ૧૦

મ્હારે વિષે મનને બુદ્ધિધરી, પામીશ મુજને નિશ્ચે કરી,
પારથ યોગ અભ્યાસે યુક્ત, અન્ય ભજનથી ચિત્ત વિમુક્ત ૧૧

દિવ્ય પરમપુરૂષને જેહ, ચિત્ત રાખે તે પામે તેહ ૧૨

– પૂર્વ છાયો –

સર્વ જ્ઞાની જીર્ણને, સહૂને શિક્ષા દેહ,
અતિ સૂક્ષ્મથી સૂક્ષ્મને, ધરે સર્વને જેહ,
અચિંત્ય રૂપ જેહનુ અને આદિત્ય કેરે વર્ણ,
માયાથી પર તે તણુ, જે તે કરે સ્મર્ણ ૧૩

ભક્તિ યુક્તને મન અચળ, પ્રયાણ કાળે કોય,
પ્રાણ તણો આવેશ ત્યા, કરે ભમે મા સોય,
યોગાભ્યાસ કરે વળી, બને પ્રકારે તેહ,
અહેના પામે દિવ્ય જે, પરમ પુરૂષને તેહ ૧૪

વેદ જાણ અક્ષર કહે, અચળ નહી જે લેશ,
વિતરાગ અહેવા યતિ, અહેમા કરે પ્રવેશ,
બ્રહ્મચર્ય જે આચરે, તેહની ઇચ્છા જેહ,
તે પદ સક્ષેપે કરી, કહીશ તુજને તેહ ૧૫

॥ ચોપાઇ ॥

અભ્યાસ યોગે મન વશ આણ, મન આણે પદ પામે નિર્વાણ;
નિયમે રાખે સર્વે દ્વાર, મનને રૂંધે હૃદય મોઝાર. ૧૬

પ્રાણ નિયમની સકતે અડે, યોગ ધારણા માંહે રહે;
બ્રહ્મ એકાક્ષર પ્રણવ જે કહે, સ્મરણ મ્હારૂં કરતો રહે. ૧૭

અહેવો તજી જાય જે દેહ, પામે પરમ ગતિ મુજ તેહ;
અન્ય ન ચિત્ત નિરંતર જેહ, નિત્યે મુજને ચીતવે તેહ. ૧૮

નિત્યે યોગાભ્યાસ જેહને, પારથ હું સુલભ તેહને;
પરમ સિદ્દિને પામે કરી, માહાજન મુજને પામે ફરી. ૧૯

દુઃખનું સ્થાનક અને અનિત્ય, અહેવા જન્મ ન પામે સત્ય;
બ્રહ્મ લોકથી એહેવી સ્થિતિ, અર્જુન તેહને પુનરાવૃત્તિ. ૨૦

મુને જે પામે કૌંતેય, ફરી જન્મ ધરે નહિ તેહ;
મ્હારૂં પદ તે અચળ પ્રમાણ, બે સહસ્ત્ર યુગ અહોરાત્રી જાણ. ૨૧

સહસ્ત્ર ચોકડી યુગ પર્યંત, બ્રહ્માનો દીન એક વદંત,
અહોરાત્રને જાણે જેહ, દીન સમાન રાત્રી કહે તેહ. ૨૨

વર્ષ સો એક બ્રહ્માનાં થાય, એણી પેરે કાળ સંખ્યા ગણાય;
સો વર્ષે બ્રહ્માનો ક્ષય સહી, મ્હારા ભકતને પડવું નહી. ૨૩

તે દિનને આદ્યે સહુ કોય, અવ્યક્તથી ઉત્પત્તિ હોય;
અને રાત્રીને આદ્યે વળી, અવ્યકતમાં તે જાયે ભળી. ૨૪

જે જીવ સર્વ ઉપજ્યા ઉપજાય, ગની આગમે તે નય થાય
વરસ દિવસ આગમે કરી તે પ્રાણી સહુ ઉપજે ફરી ૨૫

તે જગતથી પર તે જેહ, પ્રગટ અન્ય સનાતન તેહ
પ્રાણી માત્રનો થાયે નાશ, તેહ તણો ત્યાં નહિ વિનાશ ૨૬

અવ્યક્ત ને અક્ષર જેહ, પરમ ગતિ કહીયે તો તેહ
જેહને પામીને ન પડે કોય, પર્મ ધામ માહારૂ તે સોય ૨૭

પારથ પરમ પુરૂષ તે સોય, અનન્ય ભક્તને પ્રાપ્તી હોય
જેહને અંતર ગતિ સૌ ભૂત, જેહેની કીધી સકળ વિભુતિ ૨૮

જે કાળે યોગી અથવા જેહ, પુનરાવૃત્તિ ન પામે તેહ
જે કાળે જે આવર્ત્ય હોય, ભરતર્ષભ મ્હીશ તે સોય ૨૯

બ્રહ્મવિદ અહેવા જે જન, ષટમાસ બાજ ઉત રાજન
શુક્લ કૃષ્ણ એ પક્ષ કહેવાય ઉત્તરાયણ દક્ષિણાયણમાં થાય ૩૦

શુક્લ પક્ષ પામે દિન અગ્ન, એમ બ્રહ્મમાં થાયે મગ્ન
ષટ માસ દક્ષિણાયન માહ્ય, કૃષ્ણ નિશાએ ધુમે જાય ૩૧

ત્યાંથી ચંદ્ર જ્યોતિને મળી, યોગી ફરી અવતરે વળી
શુકલ કૃષ્ણ પક્ષ એ વિગત, વર્તે સદા નિરંતર જગત ૩૨

એકે પુનરાવૃત્તિ ન હોય, બીજે ફરી અવતરે સોય
એ બે મારગ જાણે જેહ, યોગી મોહ ન પામે તેહ ૩૩

તે માટે તું અર્જુન સદા, યોગે યુક્ત રહે સર્વદા ૩૪

## ॥ પૂર્વ છાયો ॥

વેદમાં અને યજ્ઞમાં, તપ દાને જેહ,
ફળ ભાખ્યું તે તો સકળ, જોગી જાણે તેહ;
તે ફળને તે અતિક્રમી, આદિ પરમ જે ધામ,
પામે તે નિશ્ચે કરી, યોગી ઉત્તમ દામ. ૩૫

## ॥ ચોપાઈ ॥

અથવા કાશી-કષ્ટક-મર્ણ (મરણ) મ્હારા ભક્તને નહિં અવતરણ;
જ્યાં ત્યાં થશે કદી દેહ મૂકશે પણ અંતે મુજ પદ પામશે. ૩૬

યદ્યપિ શ્વપચ દેહ કદી થાય, તદપિ દુર્ગતિ તેની ન થાય;
ભક્ત તણો છે અતિ મહિમાય, મ્હારા ભજને સંતોષાય. ૩૭

માટે પાર્થ મુજ ભક્તિ કરો, કામ ક્રોધાદિને કરો પરો;
દાસ દયો હરિ ગુરૂ આધીન, રસ સાગરે રહે મન મીન. ૩૮

યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, અષ્ટાંગ યોગ અષ્ટમ અધ્યાય;
કોઈ કહે મહા પુરૂષનો યોગ, મહા પુરૂષનો થાયે સંજોગ. ૩૯

ઉભય વાક્યની એકતા લહી, ભિન્ન તત્ત્વ કાંઇએ નહીં. ૪૦

**इति श्रीमद्भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे महापुरुष योगो नाम अष्टमोध्यायः ॥ ८ ॥**



## શ્રી ભગવદ્‌ગીતા અધ્યાય-૯

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

કહું પાર્થ ગૂહ્યારથ જ્ઞાન, જે જાણે તરાગે મોહ અજ્ઞાન;
ન કોને નિંદે એહવો તું, કહીશ તુજને ગુહ્ય આ હું. ૧

જ્ઞાન વિજ્ઞાને સહ વર્ત્ત, જે જાણે હોય પાપ નિવર્ત્ત;
રાજવિદ્યા ને રાજગુહ્યમાં, અતિ પવિત્ર અને ઉત્તમા. ૨

હોય જે સુખને પ્રત્યક્ષ ફળ, અવ્યયને રહે ધર્મ અચળ;
હે પરતંપ આ ધર્મમાં, હોય પુરૂષ જે શ્રદ્ધા વિના. ૩

મ્હારી પ્રાપ્તી તો ત્હેને નહિ, મૃત્યુ લોક ભમે તે સહી;
શ્રદ્ધા વિનાના કર્મ જે કરે, લોક માંહે દંભિક આચરે. ૪

શાસ્ત્રવાદ જૂઠો કરે જેહ, મ્હારૂં પદ નવ્ય પામે તેહ;
મ્હારી મૂર્તિ જે અસ્પષ્ટ, નિપજે તેણે આ સૃષ્ટ. ૫

સકળ ભૂત હું માંહે સહી, પણ તે માંહે તો હું નહી;
રહું સૌમાં પણ સૌથી ન્યારો, પર પુરૂષોત્તમ મુને નિરધારો. ૬

મ્હારા યોગ ઐશ્વર્ય ને જો, માહારે નહીં ત્યાં પ્રાણી કો;
હું તે ધરૂં ન હું તે માંહ્ય, અને કરૂં તે તણી સ્હાય. ૭

આકાશમાં હવા જેમ, સઘળે ઠામ રહ્યો છે તેમ;
જયમ આકાશમાં વાયુ સમાય, પણ વાયુ આકાશ ન માય. ૮

તેમ સર્વ ભૂતમાં મ્હારો વાસ, મુજમાં સર્વ હું પર નહિ પાશ.
સકળ ભૂત પ્રાણી હું માંહ્ય, ધરી રહ્યો છું તે જો ન્યાય. ૯

જે વારે કલ્પ તણો ક્ષય થાય, સકળ ભૂત મમ માયા માંહ્ય;
લય પામે તે હે કૌંતેય, કલ્પાંતે સરજાવું તેહ. ૧૦

સકળ ભૂત પરવશ એમ જેહ, પ્રકૃતિ આશ્રય મ્હારી તેહ;
તેહને તેહ તણો આધાર, સરજાવું છું વારંવાર. ૧૧

હે ધનંજય ધર્મો ધર્મ, લોપે નહિં મુજને તે કર્મ;
રહું ઉદાસી, રાખો સદા, નહિં આસકત કર્મમાં કદા. ૧૨

હું સ્વામી તણી આ પ્રકૃતિ, સરજાવું સચરાચર જકત;
તેહ પ્રકારે હે કૌંતેય, એમ જગત લય થાય તેહ. ૧૩

મનુષ્ય દેહ ધર્યો મેં જેહ, મૂઢ કરે અવગણના તેહ;
પ્રાણી માત્રનો ઇશ્વર ભાવ, ન લહે મુજ ઉત્કૃષ્ટ સ્વભાવ. ૧૪

નિષ્ફલ આશા, નિષ્ફલ કર્મ, નિષ્ફલ જ્ઞાન, ન વશ ચિત્ત ધર્મ;
પ્રકૃતિ આસુરી ને રાક્ષસી, તથા મોહની માંહે રહે વસી. ૧૫

પારથ મહા પુરૂષ જે છેહ, મ્હારી દૈવી પ્રકૃતિ આશ્રયે;
આદિ ભૂત અવ્યય મુને લહી, ભજે ભાવ અનન્યે થઇ. ૧૬

નિત્યે મ્હારૂં કીર્તન કહે, દઢ વ્રત્તે મન નિયમે રહે;
ભક્તિ કરી શિર ચરણે ધરે, યોગે યુકત ઉપાસન કરે. ૧૭

જ્ઞાન યજ્ઞ કરી કો અન્ય, એકત્વે અથવા કો ભિન્ન;
વિશ્વતણું મુખ તે હું જેહ, બહુ વિધે ઉપાસે તેહ. ૧૮

શ્રૌત યજ્ઞ હું અને સ્માર્ત્ત, પિતૃકર્મ હું ઔષધ માત્ર;
મંત્ર હૃતદ્રવ્ય પણ તે હું, હું તે અગ્નિ અને હોમવું. ૧૯

જગત પિતા માતા ધરનાર, પિતામહ ને પવિત્ર વિચાર
હું સર્વેને હું તે પ્રણવ,[1] ઋગ્ ને યજુર સામ એ સર્વ ૨૦

ગતિ પોષણ ને સાક્ષી પ્રભુ, નિવાસ શરણ સુહૃદ તે હું
અને આધાર ઉત્પત્તિ લયસ્થાન, અ વ્યય બીજ ને વળી નિધાન ૨૧

તપું છું હું ને વરસું હું, ગ્રહું તે ., ને હું મૂકું,
અમૃત તથા મૃત્યુ ને સત્ય, અર્જુન તે તે હું ને અસત્ય ૨૨

॥ પૂર્વ છાયો ॥

ત્રય વેદે સોમપાને, મુક્ત પાપથી જેહ,
યજ્ઞ કરી મુને યજી, સ્વર્ગ પ્રાર્થે તેહ,
ઇન્દ્ર લોકને પામી, સ્વર્ગ નિવાસી હોય,
ત્યહાં ભોગ તે દેવનો, અશન કરે નર સોય ૨૩

તે વિશાળ સ્વર્ગલોક ભોગવી, પુન્ય ક્ષય જય થાય,
ફરી અનતરે તે વળી, મૃત્યુ લોકની માહ્ય
એમ ધર્મ વેદોક્ત પાળતા, ઇચ્છે ઇચ્છા જેહ,
ફેરો આવા ને ગમનના, પામે ફળને તેહ ૨૪

॥ ચોપાઇ ॥

યોગ જ્ઞાન જપ તપે કરી, શ્રદ્ધાએ પદ પામે હરિ,
યોગ જ્ઞાન ફળ શ્રદ્ધા જેહ, ઔસડ મંત્ર અગ્નિ હોત્ર તેહ ૨૫

જગ આચાર વિદ્યાદિ જેહ, સર્વ રૂપ મુને જાણે તેહ,
પ્રદા ચરણાદિ સર્વાચાર, સર્વમા મુને લહો નિરધાર ૨૬

૧ પ્રણવ ઓમકાર.

સૂર્ય રૂપે તપે છે જેહ, કાંતિ, કર, શ્રવણ, હું માંહે તેહ;
ચંદ્ર સૂર્યાદિ નેત્ર રૂપ લહો, અંગ અંગી ભાવે સૌમાં હું કહો. ૨૭

જે જન અનન્ય ભાવને ધરી, ઉપાસે મુજને ચિંતન કરી;
એહેવો નિત્ય યોગ જેહનો, યોગ ક્ષેમ હું વહું તેહનો. ૨૮

શ્રદ્ધાએ અન્ય દેવ જે યજે, તે ભાવે પણ મુજને ભજે;
હે કૌંતેય ભક્ત તે સહી, પણ તે તો વિધિપૂર્વક નહીં ૨૯

સર્વ યજ્ઞ ભોગી પતિ ભૂ, તે તો હું ને વળી પ્રભૂ;
તત્વે એમ ન જાણે જેહ, તે માટે પડે છે તેહ. ૩૦

યજે દેવ તે પામે દેવ, પિતૃ યજે તે પિતૃ એવ;
પામે માણુસ માણુસ ભજી, મુંને પણ પામે મુને યજી. ૩૧

અધિભૂત અધ્યાત્મિક અધિદેવ, પૃથક ફળે તે કરતાં સેવ;
ક્ષર અક્ષર ને સર્વાતીત, તેહ સમજવા ભાખી રીત. ૩૨

જાકેને જેહ ભજે જે જન, તે પ્રાપ્તીએ તેહ પ્રસંન;
સકામિક ગુણ રૂચીને અનુસાર, ઉપાસન કરે નિરધાર. ૩૩

ત્રિગુણાતીત બુદ્ધિએ ધાય, તેહ તણો સાંભળ મહિમાય;
ત્રિગુણ ઉપાસન લહો કનિષ્ટ, ત્રિગુણાતીત સર્વેથી શ્રેષ્ટ. ૩૪

ક્ષુદ્ર, મલીન, તો સહુથી અધમ, ન વેદ પ્રમાણ તે અધમાધમ;
તામસ બુદ્ધિએ જે નર ધાય, તે યોગે તે દૈત્યજ થાય. ૩૫

સાત્વિક ભાવે ભજે જે હરિ, બ્રહ્મલોકને પામે તેણે કરી;
ત્રિગુણાતીત ભજે નર જેહ, માહારા પદને પામે તેહ. ૩૬

પત્ર પુષ્પ ફલ કે જલ ભરી, કરે બ્રહ્માર્પણ ભકિત કરી;
એહવો નેમ ધરે નિરધાર, ભાવે ગ્રહું તે સૌ ઉપહાર. ૩૭

દઢ શ્રધ્ધા પ્રીતિથી કરે, અંગિકાર કરે પ્રભુ ખરે;
કરે જે તું અશન વળી સ્નેહ, જે હોમે, જે આપે તેહ. ૩૮

અને કૌંતેય કરે જે તપ, તે સર્વે તું મુને સમર્પ;
જે જન દાન પુન્ય આચરે, હોમે મખમાં કે જપ તપ કરે. ૩૯

મુજ અર્થે કરી, અર્પી અળગો થાય, પાપ પુન્યે તે નવ્ય લેપાય;
આત્મા તૃપ્તે પંચ પ્રાણ, બ્રહ્માર્પિત મતિ તું ત્યાં આંણ ૪૦

બ્રહ્માર્પણની પૂર્વે કહી રીત, તે રીને લહી પ્રીતિ સહીત;
આપ્ત કામ ને પૂરણ કામ, ભાવે ભૂખ ધરે ઘનસ્યામ. ૪૧

ભકિત રહીતનો ધૂપ પણ જાણો, ગ્રહે નહિં પરબ્રહ્મ પ્રમાણો;
રસાત્મક શ્રીજી રસને ગ્રહે, સ્નેહ રસે ગ્રહેવાને ચહે. ૪૨

પ્રીતિશૂન્યનું કામ ન લાગે, પ્રેમ રહીતનું હરિ સૌ ત્યાગે;
માટે જ્ઞાન સહીત કરી પ્રીત, કૃષ્ણાર્પણ કરવા કહી રીત. ૪૩

બ્રહ્મભુકતે સત્યામૃત થાય, બ્રહ્માર્પિત પ્રસાદી ચ્હાય;
હરિ અર્થે નિર્ગુણતા જાણ, શ્રી ભાગવતમાં સ્પષ્ટ પ્રમાણ. ૪૪

એકાદશે ઉધ્ધવ પ્રતિ ભાખ્યું, તેની સંગતિથી કહી દાખ્યું;
અન્ય સ્થળમાંનાં પણ વેણ, ભાગવત શ્રુતિમાં ફેરવો નેણ. ૪૫

બ્રહ્મને સંગે નિર્ગુણતા, તેથી ભિન્ને સગુણતા;
નિર્ગુણતાનો આ નિર્દેશ, ભુકતે હરિ પ્રસાદી શેષ. ૪૬

નિર્ગુણસંગધે નિર્ગુણ થાય, સ્કંદ પુગણથી સંશય જાય,
એમ શુભાશુભ ફળ જેહના, છૂટ્યા કર્મબંધન તેહના ૪૭

સંન્યાસને યોગે યુક્તાત્મ, જ્ઞાનમુક્ત પામ્યા મમ મહાત્મ,
સકળ ભૂતમાં હું સમ સહી, દ્વેષ ન કોનો, પ્રિય કો નહી ૪૮

ભક્તિએ ભજે મુને વળી જેહ, તેમાં હું ને હું માં તેહ
યદ્યપિ દુરાચારી તે હોય, ભજે અનન્ય ભાવે જો સોય ૪૯

તોહે તે રૂડો જાણવો, માડયો ઉદ્યમ શુભ ઠાણવો,
તે ધર્માત્મા શીઘ્રે હોય, શાન્તિ નિરંતર પામે સોય ૫૦

કુન્તીસુત તુ એમ વિમાસ, મ્હારો ભક્ત ન પામે નાશ,
પાર્થ જહેને મ્હારો આશરો પાપ યોનિ કદી ના અવતર્યો ૫૧

સ્રીને વૈશ્ય શૂદ્રપણ સત્ય, પામે પરમ મહારી તે ગત્ય,
સ્રી શૂદ્ર અધમ જાતિ ચડાળ, તે મુજ પદ પામે તત્કાળ ૫૨

બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, એ દ્વિજ સહી, મુને પામે તેમા કો સંશય નહી
તો શુચિ બ્રાહ્મણુને ભક્તિયુક્ત, રાજર્ષિ કેમ થાય ન મુક્ત ૫૩

તે માટે આ અસુખ અનિત્ય, પામી લોક, મુને ભજે ચિત્ત
હુ મનમા એમ થા મમ ભક્ત, મમ યજન મમ નમસ્કૃત ૫૪

મમ પરાયણુ યોગ કરીશ, એમ કરતા મુજને પામીશ
દાસ દયે કૃષ્ણાશ્રય ધરી, નવમાધ્યાય ગીતા વિસ્તરી ૫૫

યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, રાજ વિદ્યા ગુહ્ય યોગ અધ્યાય

इति श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु ब्रह्मविद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे राज विद्या राज गुह्य
योगो नाम ९ नवमो ऽध्याय ॥९॥

## ભગવદ્‌ગીતા અધ્યાય-૧૦

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

મહાબાહો મ્હારૂં તે વળી, પર્મ વચન જેને સાંભળી;
તું સંતોષી સર્વોપરી, કહીશ હું હિતકામે કરી.

હે અર્જુન એમ માનજે સહી, દેવર્ષિ પણ યથાર્થ મુને જાણે નહિ;
બ્રહ્માદિ દેવ ઋષિ પ્રભૃતિ જેહ, મ્હારો પાર ગતિ ન કળે તેહ.

દેવ સમૂહ મહા ઋષિ જેહ, ન લહે જન્મ મહત મમ તેહ;
શા માટે જે હું દેવથી, અને હું આદિ ઋષિ સર્વથી.

અનાદિ એમ જે મુને કહે, અને લોકનો સ્વામી લહે;
મૂઢ નહિ તે માણસ માંય, સકલ પાપથી તે મૂકાય.

બુદ્ધિ જ્ઞાન સહ મોહ ન થાય, ક્ષમા સત્ય શમ દમ જે માંય;
સુખ દુઃખ ને ઉત્પત્તિ લય જેહ, ભય ને અભય વળી હોય તેહ.

અહિંસા સમતા સંતોષ, તપ દાન યશ અપયશ દોષ;
એહવા સર્વ ભૂતના ભાવ, ઉપજે મુજથી પૃથક સ્વભાવ.

સપ્ત ઋષિ તે આદે ચાર, સનકાદિક મનુ બે બાર.
માહારો ભાવ, હુંથી ઉપજ્યા, લોક વિષે આ જેહની પ્રજા.

જે એ સકળ વિભૂતિ મ્હારી, અને યોગ લહે તત્વે કરી;
સંશયરહીત યોગ તે સહી, પામે ત્હેમાં સંદેહ નહીં. ૮

હું તો સૌનું ઉત્પત્તિ સ્થાન, હુંથી સર્વ ઉપજે તે માન:
પ્રીતિયુક્ત નર પંડિત જેહ, જાણી એમ ભજે મમ તેહ. ૯

ચિત્તમાં હું ઇંદ્રિ હું મળી, અને પરસ્પર પૂછે વળી;
નિત્ય કરે મ્હારૂં કથન, રમણુ કરે સંતોષી મન. ૧૦

યોગ નિરંતર સાધે તેહ, ભજન કરે અતિ ઘણે નેહ;
તેહને તેહવી આપૂં મત્ય, તેથી મુને તે પામે સત્ય. ૧૧

તેહ તણી દયા મને ધરી, દિવ્ય જ્ઞાનને દીવે કરી;
ત્હેની બુદ્ધિ માંહે પરવરૂં, તિમિર અજ્ઞાન ત્હેનું હરૂં. ૧૨

॥ અર્જુન ઉવાચ ॥

અર્જુન કહે સ્વામી એ વિચાર, એ મ્હોટાને પણુ નવ્ય લાધે પાર;
આપ છો સૌના આદિ સહી, ક્યાં ક્યાં વિભૂતિ આપની રહી. ૧૩

શ્રી કૃષ્ણુ તમારી વિભૂતિ જેહ, કોણુ કોણુમાં હું જાણું તેહ;
પર બ્રહ્મ તે તમો વિચિત્ર, પરમ ધામ ને પરમ પવિત્ર. ૧૪

પુરાણુ પુરૂષ દિવ્ય તે તમો, આદિ દેવ ને અજને પ્રજો;
સર્વ ઋષિ અહેવા તમને, નારદ દેવ ઋષિ વદને. ૧૫

કહે અસીત દેવલને વ્યાસ, અને તમો પણુ કહો પ્રકાશ;
તમો કહો છો તે તો સર્વ, હું સાચું માનું કેશવ. ૧૬

તત્વ માંહે ભગવન્ત એવ, જાણે નહી દાનવ ને દેવ
હે ભૂતેશ હો ભૂત સભાવ, દેવ દેવ જગત પ્રતિપાળ ૧૭

હે પુરૂષોત્તમ જાણો તમે, પોતે પોતાને આતમે
આત્મ વિભૂતિ દિવ્ય તે જેહ, કહો તમારી સર્વે તેહ ૧૮

તે વિભૂતિ તો જેણે કરી, રહ્યા લોક આમા વિસ્તરી,
હે કેશવ તમને કેમ હરી, જાણુ નિત્યે ચિત્તમા ધરી ૧૯

હે ભગવાન કહો કેમ ચિંતવાય, ક્રિયા ક્રિયા પદાર્થ ભાવ,
આત્મ યોગ જનાર્દન જેહ, અને વિભૂતિ ફરી કહો તેહ ૨૦

સાભળ્યુ તે તોએ અમૃત, નથી પામતો હુ તો તૃપ્ત,

॥ શ્રી ભગવાનુવાચ ॥

હે અર્જુન તુ સાભળ્ય સહુ, મુજ મુખ્ય વિભૂતિ તુજને કહુ ૨૧

કુરૂ શ્રેષ્ટ જે દિવ્ય વિભૂતિ, કહીશ મુખ્ય હુ તેની યુક્તિ,
મ્હારી વિભૂતિ તણો વિસ્તાર, તેહ તણો તો છે નહિ પાર ૨૨

વિશ્વ રૂપ થઈ સૃષ્ટિમા રહુ, યોગ વિભૂતિનો તુને કહુ,
ગુડાકેશ હુ પ્રાણી માત્રમા, આત્મા રૂપે આભ્યતર ગાત્રમા ૨૩

અને સકળ ભૂતમા આદિ, હુ મધ્યે હુ અતે અનાદિ,
હુ વિષ્ણુ આદિત્ય બારમા, અનુમાન રવિ જ્યોતિકામા ૨૪

તેજ માહે રવિ રૂપે તેહ, ને મારૂત માહે મરીચિ જેહ,
વાયુ માહે મરીચી છુ હુ, નક્ષત્રે પણ શશી મુને લહુ ૨૫

નક્ષત્રમા ચંદ્ર પણ હુંય, એમ વ્યાપક રૂપમા જાણે તુંય,
અને વેદ માહે સામ જે ગાય, અને ઇંદ્રી દેવતા માય ૨૬

ઇંદ્રિમાહે હું તે મન, પ્રાણી માત્રમા હું જ ચૈતન,
દેવ માહે ઇંદ્રાદિક ગાય, મૂળ સીચતા દ્રુમ સીચાય,
રૂદ્ર માહે શંકર કહેવાય, તે હું ને અગ્નિ વસુ માય ૨૭

વસુ માહે પાવક હું જાણ, ગિરિઓ માહે મેરૂ પ્રમાણ,
યક્ષ રાક્ષસમા હું કુબેર, પર્વત માહે હું તો મેર (મેરૂ) ૨૮

પુરોહિતમા ગુરૂ બૃહસ્પતિ, સ્વામી કાર્તિક સેનાપતિ;
સેનાપતિમા ષટમુખ પણ હું જળાશય માહે પણ સાગર હું ૨૯

ઋષિ માહે ભ્રગુ કહીયે જેહ, વાણી માહે પ્રણવ હું તેહ,
અક્ષર માહે વર્ણ ॐ ઓંકાર, યજ્ઞ માહે હયયજ્ઞ તે સાર, ૩૦

યજ્ઞ માહે જપ યજ્ઞ-જ, કહું, સ્થાવર માહે હિમાલય હું હું,
વૃક્ષ માહે અશ્વત્થ તે જેહ, દેવર્ષિમા નારદ હું તેહ ૩૧

ગંધર્વમા ચિત્રરથ કહું, સિદ્ધ માહે કપિલ મુનિ હું,
જ્ઞાનીમા કહીયે શુકદેવ, સર્વત્ર વ્યાપક હું વાસુદેવ. ૩૨

અશ્વમાહે અમૃતજન્ન જેહ, ઉચૈઃશ્રવા અશ્વ હું તેહ,
ગજેંદ્ર માહે ઐરાવત હું, નર માહે તે રાજા કહું. ૩૩

વજ્ર કહે જે આયુધમા, હુ તો ધેનુમા કામ દુધા,
જન્મ બીજ સ્થાનક કંદર્પ, સર્પ માહે વાસુકી સર્પ. ૩૪

શેષ નાગમા મુજને જાણ, જલપતિ મધ્યે વરુણ પ્રમાણ
પિત્રીમાહે હુ અર્યમા, દમ નિયમે ગણે તેહમા ૩૫

દૈત્યોમા પ્રહ્લાદજી ગાળ, મ્હારે વશ કરમાહે કાળ
રાક્ષસમા વિભિષણ રૂપ, સકળમા અકળ રૂપે હુ અનુપ ૩૬

મૃગ મધ્યે જાણો કેસરી, પક્ષીમા ગરૂડ જે વાહન હરિ,
પવિત્ર કરે એહેમા પવન, શસ્ત્રધારી રામ રઘુતન ૩૭

અને મગર મત્સ્ય માહે હુ, નદીમાહે ગગા વહુ,
હે અર્જુન સૃષ્ટિ આદ્યે જેહ, મધ્યે અતે તો હુ તેહ ૩૮

વિદ્યામાહે અધ્યાત્મ જેમ, વાદ વિવાદમા પણ હુ તેમ,
અક્ષર માહે હુ તો ઓકાર, સમાસ મધ્યે દ્વદ્વ પ્રકાર ૩૯

અક્ષય કાળ કહે તે પણ હુ, વિશ્વે મુખ વેહે તે પણ હુ,
સર્વ હરે એવુ જે મૃત્ય, હુજ ભાવિમાહે ઉતપન્ન ૪૦

સ્ત્રીઓ મધ્યે સીતા હુ સાર, તેનો પ્રથક કાઇ કહુ વિસ્તાર,
કીર્તિ લક્ષ્મી સરસ્વતી જેહ, સ્મૃતિ ક્ષમા મેધાવતી તેહ ૪૧

વ્રત માહે એકાદશી નામ, વેદ માહે ગાયત્રી સામ,
બૃહત્ સામ સામમા જેહ, વેદ માહે ગાયત્રી તેહ ૪૨

માસ બારમા માર્ગશીર્ષ હુ, વસત ઋતુ માહે તે કહુ,
છલ માહે દ્યુત ઢળ જે જ, હુ તે તેજસ્વીમા તેજ ૪૩

જય હુ ઉદ્યમ હ એ તત્ત્વ, સાત્વિક માહે હુ ગુણ સત્વ,
ઉદક રસમા ધૃત હુ જાણ, ત્યમ યાદવમા હુ કૃષ્ણ પ્રમાણ ૪૪

વાસુદેવ હુ યાદવમાહે, અને ધનજ્ય પાડવ માહે,
મુનિ માહે વ્યાસ પણ જેહ, કવિ માહે શુક ત્યમ તેહ ૪૫

ઉપાયમા પ્રવીણ ધનવતરી, જવ મુખ્ય ઔષધીમા ખરી,
ધાતુ માહે હેમ પ્રમાણ, પતિવ્રતા નારીમા જાણ ૪૬

તૃણમાં દર્ભ જાણજે તુંય, સર્વ વિભૂતિમાં છું હુંય;
દમ માંહે દંડ હું ચિત્ય, જય વાંછે તેમાં હું નિત્ય. ૪૭

ગુહ્ય માંહે જે મૌન વિધાન, હું તે જ્ઞાનિ માંહે જ્ઞાન;
બીજ સકળ ભૂતનું જેહ, અર્જુન હું તો પોતે તેહ. ૪૮

સ્થાવરને જંગમ માંય, હું પાખે નહિ તે કોય;
દિવ્ય વિભૂતિ એ મ્હારી તણો, અંત નહિ પરંતપ સૂણો. ૪૯

કહી જે આ વિભૂતિ અતિસાર, સંક્ષેપે કીધો વિસ્તાર;
જે જે વસ્તુ માંહે અધિકાર, સંપતિયુક્ત અને અતિસાર. ૫૦

તે તે જંતુ રૂપ મુજ જાણ, મમ અંશે ઉતપત્ય પ્રમાણ;
હે અર્જુન એથી અતિ ઘણું, કહું શું તુંને જ્ઞાનજ તણું. ૫૧

હું તો એક અંશે કરી, જગત સમગ્રે રહ્યો છું ધરી;
તુજને કાંઇએક કીધું કથી, કોઇ વસ્તુ મુજ વણ ખાલી નથી. ૫૨

અર્જુન વિભૂતિનો પારજ નથી, સૌમાં વ્યાપક છું સર્વથી;
અંશાંશ અંશ વિભૂતિ એમ, વ્યૂહ વિભવાદિ રૂપમાં તેમ ૫૩

આવેશ પૂરણ એમ અનેક, સૌમાં તત્વે છું હું એક;
દયારામ આનંદે કહે વારંવાર આજ વિચારે રહે. ૫૪

અંગઅંગી બ્રહ્મનો ભાવ, સૌમાં કૃષ્ણે કર્યો દર્શાવ;
યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, વિભૂતિ યોગ દશમો અધ્યાય. ૫૫

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे विभूति योगो नाम
१० दशमो ध्याय ॥ १० ॥

## ભગવદ્ગીતા અધ્યાય-૧૧

### ।। અર્જુન ઉવાચ ।।

તમો અનુગ્રહ કરવા મમ, પરમ ગુહ્ય તે અધ્યાતમ;
કહ્યું તેથી કૃતારથ થયો, મોહ સર્વ તો મ્હારો ગયો. ૧

ઉત્પત્તિ ને લય પ્રાણી તણી, મેં તે સર્વે તમોથી સુણી;
વળી મહાત્મ્ય જે અવ્યય તણું, કમલનયન તેહ પણ સુણ્યું. ૨

આત્માને કહો છો જેમ, તે તો છે પરમેશ્વર તેમ;
પુરૂષોત્તમ જે ઇશ્વર રૂપ, જોવા ઇચ્છું તેહ સ્વરૂપ. ૩

પ્રભુ રૂપ એવું તે જેહ, મુજને જોવા સામર્થ્ય દ્યો તેહ;
જાણો જોગેશ્વર મનમાંય, દેખાડો આત્મા અવ્યય. ૪

અર્જુન કહે પ્રભુ પાળો લાડ, કૃપા કરી વિશ્વ રૂપ દેખાડ;
તે રૂપ જોવા આરત ઘણી, અભિલાષા પુરો સેવક તણી. ૫

### ।। શ્રી ભગવાનુવાચ ।।

જો તે પારથ મ્હારૂં રૂપ, કંઇ શત કંઇ સહસ્ર સ્વરૂપ;
અનેક વર્ણ આકૃતિ અનેક, બહુ પ્રકારનાં દિવ્ય વિશેક. ૬

વસુ રૂદ્રને આદિત્ય બાર, મારૂતને અશ્વની કુમાર;
જો ભારત અણ દીઠાં ઘણાં, આશ્ચર્યકારક બહુ વિધ તણાં. ૭

ગુડાકેશ બીજું તણી જેહ, જોવાને ઇચ્છે તું તેહ,
જગત સમગ્ર જો આ દેહમાં, સચરાચર સામટું તેહમાં ૮

આ સ્થૂળ નેત્ર છે જેહ, નહિં જોવાય તેણે તેહ,
આપું હું તુંને દિવ્યજ ચક્ષ, જો તે મુજ યોગૈશ્વર્ય પ્રત્યક્ષ ૯

જે તું જાણે ને તે મહેનાય, અભિન તેજ દષ્ટે પેખાય,
મહાન અનંત રૂપ છે જેહ, દિવ્ય દષ્ટિ કરી નીરખો તેહ ૧૦

જે તે દીઠું એ ગીત નહિં, મ્હારે વિશે જો તે સ્થિર રહી,

॥ સંજય ઉવાચ ॥

સંજય ધૃતરાષ્ટ્રને કહે, અર્જુન દિવ્ય ચક્ષુને લહે. ૧૧

આપી નેત્ર દેખાડ્યું રૂપ, તે કેવું છે અકળ સ્વરૂપ,
હે ધૃતરાષ્ટ્ર એમ કહી ફરી, યોગેશ્વરને સ્વામિ હરી ૧૨

ઐશ્વર્યનું પરમ સ્વરૂપ, પારથને દેખાડ્યું રૂપ,
અનેક મુખને અનેક લોચન, અનેક આભરણ ધરણી ગગન ૧૩

અનેક વિધ અસંખ્ય અપાર, અનેક નેત્રને અનેક વિચાર
અનેક હસ્ત ચરણ ને શિર, અપાર હસ્ત અને દશ દીશ ૧૪

બહુ વિધને તે ઝાકઝમાળ, અનેક દિવ્ય ધોતે હથિયાર,
અનેક વસ્ત્રાભૂષણ તણી, બહુ ધનુષ્યને બાણાવળી ૧૫

ધરે દિવ્ય પુષ્પ ને વસન, દિવ્ય ગંધનું છે લેપન
વિવિધ પુષ્પે સુગંધ અનેક, અતિ આનંદ વાધ્યું વિવેક ૧૬

આશ્ચર્ય રૂપ સર્વે એન, અનત વિશ્વ મુખ એહવો દેવ,
મધ્ય વિકાસ અમલ જુએ શશિભાણુ, હજારો સૂર્યનત તેજ પ્રમાણુ ૧૭

સહસ્ત્ર સૂર્ય જેમ ઉગ્યા હોય, એક સમે આકાશે સોય
તેક તણી કાંતિ જેમ થાય, તેહવી કાંતિ તે મહાત્મામાય ૧૮

શરીરી હરિના સ્વરૂપ માંહે, કોટી બ્રહ્માંડ દેખ્યા છે ત્યાંહે,
એક સામટુ બાંધ્યુ જગત, બહુ પ્રકારે જુજવી વિગત. ૧૯

દેવાધિ દેવને દેહ અનુભવે, તેણે ઠામે દીઠુ પાંડવે,
અદ્‌ભૂતતા પેખીને વિસ્મય થયો, ગદ ગદ કંઠ થકી બોલિયો. ૨૦

કરે ત્યારે તે પ્રણિપત્ય, વિસ્મય પામ્યો રોમાંચિત;

॥ અર્જુન ઉવાચ ॥

મસ્તક નામી જોડીને જુગ પાણ, અર્જુન દેવ પ્રત્યે કહે વાણ ૨૧
આપના દેહ વિષે દેવેશ, દેવો પ્રાણી સૌ કરે આવેશ ॥૨

॥ પૂર્વ છાયો ॥

હરિ તમારા દેહમાં દેખુ સર્વે દેવ,
કમળાસન બ્રહ્માય ને વળી મહાદેવ,
પ્રાણી માત્ર સમૂહને સર્વ ઋષિ સેનાય,
દિવ્ય નાગ દેખું સકળ, દેહ તમારા માંય ૨૩

ચોપાઇ

અર્જુન કહે પ્રભુ આણીનાગ, તમ વપુમાં સર્વે નિરધાર,
આપના દેહ વિષે દેવેશ, વિવિધ વિચિત્ર સૌ ગેહ અશેષ ૨૪

શિવ બ્રહ્મા પ્રમુખ દેવ અપાર, સર્વ ઋષિ જોઉં નિરધાર,
કિન્નર યક્ષ ને રાક્ષસ તેહ, ગાંધર્વ સર્વને જોઉં છું જેહ ૨૫

દૈત્ય દાનવ દેખું છું વળી, પાંડવ સૈન્યા સૌ રાજે મળી,
દ્રોણાચાર્ય ભિષ્માદિક જેહ, પ્રાણી માત્ર નજરે પડે એહ ૨૬

અનેક બાહુ ને ઉદર અનેક, અનેક શિર ને દ્રષ્ટિ વક્ર ૨૭

॥ પૂર્વ છાયો ॥

અનંત રૂપ એહેવા તમો, દેખું છું સર્વત્ર
કૌરવ પાંડવ ઉભય દળ, આપમાં પેખું અત્ર
અંત મધ્ય અને આદિ નહિ, સઘળે સચરાચર,
વિશ્વરૂપ એ તમ તણું, દેખું વિશ્વેશ્વર ૨૮

મુગટ ગદા ચક્ર છે જેહને, તેજ કહ્યું નવ જાય
દિપ્યમાન દીસે સકળ, કષ્ટે તે પેખાય,
દિપ્ત અગ્નિને સૂર્ય જે, તેહ કાંતિ હોય જેમ
પ્રમાણ કરવા યોગ્ય નહિં, તમને દેખું તેમ. ૨૯

પરમ જાણવા યોગ્યને, અક્ષર એમ અમત્ય
પરમ ધામ આ વિશ્વનું, તમને જાણું સત્ય,
સદા સર્વદા ધર્મનો રક્ષાકારી જેહ,
અવ્યય રૂપ ને સનાતન, માનું તમને તેહ ૩૦

આદિ અંતને મધ્ય નહી, અનંત વીર્ય વિચિત્ર,
અનંત બાહુ જેહને, સૂર્ય ચંદ્રમા નેત્ર
મુખ દેખું એહેવા તમો, પ્રદીપ્ત અગ્નિ હોય જેમ,
પોતાને તેજે કરી, તપો વિશ્વમાં તેમ ૩૧

આકાશ પૃથ્વીને વિષે, મધ્યે દેખું જોય,
દશે દિશા નમો એકનું, વ્યાપ્યું દીસે તેજ;
હે મહાત્મન તમ તણું, ઘોર રૂપ એહવું યથા,
તે રૂપ દીઠે થકી, ત્રણ લોક પામે વ્યથા. ૩૨

આ સમૂહ જે દેવના, તે તુજમાં કરે પ્રવેશ;
ભય પામી કહેના સ્તવે, જોડી હાથ વિશેષ;
મહા ઋષિ ને સિદ્ધ ના, સમૂહ તે એ જોહ,
જય જય કહી અતિ સ્તુતિ કરી, નમે તે તમને તેહ. ૩૩

રૂદ્રોને આદિત્ય વસુ, અને સાધ્ય ત્યાં જોહ,
વિશ્વેદેવા અશ્વિની, વાયુ પિતૃગણ તેહ;
દેવ યક્ષ ગંધર્વને, સિદ્ધ સમૂહ જે હોય,
સર્વે વિસ્મય થયા થકા, જોયે તે તમને સોય. ૩૪

બહુ મુખ નેત્ર એને ઘણાં, બાહુ ઉરૂ ને પાય,
ઉદર ડાઢય બહુએ કરી, અતિ વિકરાલ દેખાય;
મહારૂપ જે તમ તણું, એહેવું દેખી લોક,
સર્વ વ્યથા પામે અને, હું પણ પામું શોક. ૩૫

સ્પર્શ કરે આકાશને, દિસે વર્ણ વિચિત્ર,
મુખ વિકાસ ને ઝળકતાં, અતિ વિશાળ તે નેત્ર;
હે વિષ્ણુ અહેવા તમો દેખી, હું પામું વ્યથા,
ધૈર્યતા ન રહે મારી, ને પામું નહીં સુખ સર્વથા. ૩૬

દાઢયો એ વિકાળને, કાલાગ્નિ મુખ જોહ,
તે દેખી ભૂલ્યો દિશા, અને નહિં સુખ દેહ;

તે માટે એ વિનતિ, સર્વોત્મ સર્વેશ,
પ્રસન્ન થાઓ તો હવે, જગ નિવાસ દેવેશ. ૩૭

ધૃતરાષ્ટ્ર સુત સર્વ આ, સહીત બહુ રાજન,
ભીષ્મ દ્રોણ અને વળી, કર્ણ સુતનો તંન;
તથા અમારા સૈન્યના, મહાયોદ્ધા જે કોય,
મુખ્ય સકળ તે માંહ્યના, સરખા દીસે સોય. ૩૮

દાઢયો એ વિકાળને, અત્ય ભયાનક જેહ,
સર્વે તમારા મુખ વિષે, કરે પ્રવેશ તો તેહ,
પણ કેટલાં દંત શું વળગ્યા દીસે એમ,
મસ્તક કચરાયાં થકાં, ચુરણ હોયે તેમ. ૩૯

નદિ તણુ જેમ નીરના, વેગ ઘણા ત્યાં હોય,
દોડે સાગર સન્મુખે, ભળે તે તેમાં સોય;
તેમ જે મુખ તો તમતણું, જેહેવી જ્વાળા અગન
પૃથ્વીના આ વીર તે, તેહમાં થાયે મગન. ૪૦

જ્યમ પતંગ અતિ વેગશું, વિનાશ થાયે સોય;
દિપ્યમાન મહા અનલમાં, પ્રત્ક્ષય પડીને હોય.
વિનાશ થાવા વેગશું, તેમ આ લોકમાં તો જેહ,
વક તમારા મુખને વિષે, કરે પ્રવેશ ત્યાં તેહ. ૪૧

મહા ભયાનક મુખ કરી, ચખળે તે પ્રત્યક્ષ;
લોક સકળ પ્રસના થકા, કરો તે અતિશેં ભક્ષ.
હે વિષ્ણુ તેજે સકલ, જગત પૂરીછ આપ,
ઉગ્ર કાંતિ તો તમ તણી, ઉપજાવે સંતાપ. ૪૨

જ્યમ પતંગ દીપકે બળી જાએ, ત્યમ તવ મુખમાં આવી મળે;
અર્જુન કહે સાંભળો જગદીશ, તું દુષ્ટ સંહાર ને વાધ્યો ઇશ. ૫૨

ધન્ય ધન્ય સ્વામી આ અવતાર, દાસ તણો એકો નમસ્કાર;
કર જોડીને લાગું પાય, સ્વામી આ તેજ સહ્યું ના જાય ૫૩

તુજમાં સકળ જગત છે હરિ, એ વાત મ્હારા મનમાં ઠરી;
સ્વામી મ્હારો મોહ સૌ ગયો, આપ કૃપાએ પાવન થયો. ૫૪

આના જેવી કરો પ્રભુ આજ, નિશ્ચે તેહ કરીશ હું કાજ;

॥ શ્રી ભગવાનુવાચ ॥

॥ પૂર્વ છાયો ॥

ઉગ્ર રૂપ તમો કોણ છો, મુજને કહો ઘનશ્યામ
પ્રસન્ન થાઓ દેવવર, તમને કરૂ પ્રણામ ૪૩

આદિ અહેના જે તમો, ઈચ્છું કહેવા ભેદ,
નથી જાણુનો તમ તણી, મુગ વાર્તા જેદ ૪૪

## ચોપાઇ ॥ અર્જુન ઉવાચ ॥ (ચાલુ)

અર્જુન કહે સ્વામી વિનતિ, ન આદ્ય અંત અપાર એ અતિ
મધ્ય ભાગ સ્વરૂપનો જેહ, અર્જુન કહે નથી દેખનો ભેદ ૪૫

ચંદ્ર સૂર્ય ભાસે નેત્રને ઠામ, અકળ સ્વરૂપ દીઠુ એ ધામ
દેવ દાનવને ઋષિ નિમુનિ, અનેક અજ શિર, કરે છે સ્તુતિ ૪૬

સ્વામી સ્વરૂપ ઘણુ વિકરાળ, જોવા યોગ્ય નહિ હુ બાળ
ન સૌમ્યરૂપ આ ભ_ ભયકારી, વિશ્વરૂપે તમો દેખુ હુ હરિ ૪૭

ધૃતરાષ્ટ્રના પુત્રો જેહ, તે પણ તુજ વિષે દેખુ તેહ
ભિષ્મ પિતા બીજા ગજન, ઓ કૌરવને દુર્યોધન ૪૮

શાં ન -રણને બીજા ગય, તે પણ તમ મુખમા દેખાય
વળી આપણા પણ યોદ્ધા જેહ, સર્વે મુખમા પડિયા તેહ ૪૯

એમા તો સ્વામી આ સૌ દેખિયે, સર્વે નાશ થતુ પેખીએ,
કેટલાએક તો દાઢમા રહ્યા, તેમના પ્રાણ દીસે છે ગયા ૫૦

અનેક શિશ વણુ દેખુ છુ જેહ, પ્રાણ રહીત તજ્યા હોય દેહ,
જેમ નદી નીર સાગરમા જાય, ત્યમ શ્રીમુખમા આ સૌ ધાય ૫૧

જેમ પતંગ દીપકે બળી બળે, તેમ તવ મુખમાં આવી મળે;
અર્જુન કહે સાંભળો જગદીશ, તું દુષ્ટ સંહાર ને વાધ્યો ઇશ. ૫૨

ધન્ય ધન્ય સ્વામી આ અવતાર, દાસ તણો ગ્રહો નમસ્કાર;
કર જોડીને લાગું પાય, સ્વામી આ તેજ સહ્યું નાં જાય. ૫૩

તુજમાં સકળ જગત છે હરિ, એ વાત મ્હારા મનમાં ઠરી;
સ્વામી મ્હારો મોહ સૌ ગયો, આપ કૃપાએ પાવન થયો. ૫૪

આના જેવી કરો પ્રભુ આજ, નિશ્ચે તેહ કરીશ હું કાજ;

॥ શ્રી ભગવાનુવાચ ॥

॥ પૂર્વ છાયો ॥

અર્જુન હું તો કાળ છું, લોક ક્ષય કરવા સહી,
વાધ્યો લોક સંહારવા, રહ્યો પ્રવર્ત તે અહીં;
સૈન્ય સૈન્ય માંહે રહ્યા, યોદ્ધા છે સહુ જેહ,
તું પાખે કો એ અવર, નહિ જીવે એ તેહ. ૫૫

તે માટે તું ઉઠીને યશને પામની આજ,
શત્રુઓને જીતીને સમૃદ્ધિ યુક્ત કર્યની રાજ;
આ શત્રુ મેં પૂર્વે માર્યા છે તે ઠામ,
નિમિત્ત માત્ર તું થા હવે, બાણાવલી દક્ષિણ વામ. ૫૬

દ્રોણાચાર્યને ભીષ્મને જયદ્રથ નેં કર્ણ,
યોદ્ધા બીજા પણ ઘણા, તેહ પમાડયા મર્ણ;

---

× કડી ૪૫ થી ૫૪ સુધીને માટે મૂળ પ્રતમાં આ પ્રમાણે લખાણ છે
" નીચેની કડીયો પુનરૂક્તિની જણાય છે "

તેહને તુ તો મારીને, વ્યથા ન મન પામીશ,
યુદ્ધ કરી તુ રણુને વિષે, શત્રુને જીતીશ ૫૭

## ચોપાઇ

ભીષ્મ સેન્યાના યોધ્ધા જેહ, પ્રાણુ વિનાના ખોખા એહ,
અર્જુન કાળ ચાપ્યો છે સહી, વણુ માર્યાં પણુ ઉગરશે નહિ ૫૮
તે માટે તુ જય પામીશ, શત્રુ જીતી ભય વામીશ,
ગત્ય ધર્મ એ જાણુ તુ સહી, એ મે પૂર્વે માર્યા સહી ૫૯

## ॥ શ્રી ભગવાનુવાચ ॥

### વલણુના દુહા.

કાળે અર્જુન એ ભક્ષણ કર્યો, તુ નિમિત્ત માત્ર કરી જાણુ
પૂર્વે પણુ એહ મે મારિયા, સહેજે લીધા પ્રાણુ ૬૦

મહાકાળ મુજને લહો, કાળ પણુ મ્હારૂ રૂપ,
કાળ તણો હુ કાળ છુ, સ્વરૂપ મુજ અકળ અનુપ ૬૧

## ॥ સંજય ઉવાચ ॥

સંજય ધૃતરાષ્ટ્રને કહે, અર્જુન પામ્યો ત્રાસ,
ગદગદ કંઠ થયો થકો, કરે હરિ અગ્રે નિવાસ.
વચન સુણી જગદીશના, પડ્યો પ્રભુને પાય,
અનંત રૂપ દીઠા હવે, સ્વામી વિકળ ચિત્ત થાય ૬૨

---

કડી ૬૦ તથા ૬૧ માટે "નીચેની કડીયો પુનરૂક્તિ જણાય છે"
એમ મૂળ પ્રતમા છે

કેશવનાં એહવાં વચન, સાંભળી અર્જુન;
ફરી પ્રણામને કૂજતા, બીહીતા બીહીના મન.
ફરી ફરી નમસ્કાર કરી, ગદ્‌ગદથી જોડી પાંણી;
શ્રી કૃષ્ણ પ્રત્યે એમ થઇને, બોલતા નમ્રત્વ વાણી. ૬૩

॥ અર્જુન ઉવાચ ॥

કીર્તિ તમ્હારી એ કરી, પામે દર્પ જગત;
હૃષિકેશ તમને ઘટે, સ્નેહે થાયે મમત.
દિશે દિશે રાક્ષસ બહુ, નાહાસે બીહિતા હોય;
સમોહ સિધ્ધના સર્વ જે, નમે તે તમને સોય. ૬૪

કેમ તે ન નમે તમને, હે અનંત દેવેશ;
કર્ત્તા બ્રહ્મા આદિ પણ, જગ નિવાસ સર્વેશ;
હે મહાત્મન્ અતિ ગુરૂ, માને માહારી મત્ય,
પરમાયા ને સગુણથી, તમે તે અક્ષર સત્ય. ૬૫

આદિ દેવ તમે અને પુરાણ પુરૂષ તો જેહ,
પરમ નિધાન આ જગતનું, તમે વળી તો તેહ;
વિશ્વ જાંણુ જાણવા સરખા, પરમ ધામ લય સ્થાંન,
વિસ્તાર્યું છે વિશ્વ આ, અનંત રૂપ મહાન. ૬૬

વાયુ યમ અગ્નિ અને વરૂણ ચંદ્રમા જેહ,
બ્રહ્માને પ્રપિતામહ, કહીયે તમને તેહ;
તે કારણ તમને નમૂં, નમૂં તે વાર હજાર,
વળી વળી નમું ફરી તમને, કરૂં તે નમસ્કાર. ૬૭

આગળ ને પાછળ નમું, તમને કરૂં પ્રણામ;
સર્વ રૂપ તમને નમૂં, ફરી તે સધળે ઠામ.

અનંત વીર્ય તમો અમીત, વિક્રમ છો ઘનશ્યામ,
વ્યાપક છો તે સર્વમાં, સર્વ રૂપ તવ નામ ૬૮

તવ મહિમા જાણું નહિ, એહેવો હું તેણે કરી,
પ્રમાદથી અથવા સ્નેહે સખા ભાવ મનમાં ધરી,
તિરસ્કાર કરતે થકે, કર્યું હોય તે જેહ,
હે કૃષ્ણ, હે સખા, ને, હે યાદવ એમ તેહ. ૬૯

અનાદરે હસતાં થકા, જે જે કીધા હોય,
રમતાં સુતાં બેસતાં, ભોજન કરતાં સોય.
એકાંતે અથવા વળી, કોઈ દેખતાં જેહ,
અપરમિત એહેવો તમો, ક્ષમા કરો સૌ તેહ. ૭૦

॥ ચોપાઈ ॥

કર જોડીને કરૂં પ્રણામ, હું સેવક તમો મ્હારા સ્વામી;
અનંત રૂપ છો દેવ દેવેશ, અકળ બ્રહ્મનો કર્યો ઉપદેશ. ૭૧

આપ ભૂ-તલ, ને આકાશ, વળી સર્વ ભૂને તુજ વાસ;
પુરાણ પુરૂષ તુ આદિ જેહ, મ્હારો સખા કરી જાણ્યો મેં તેહ. ૭૨

॥ પૂર્વ છાયો ॥

સ્થાવર જંગમ જગત આ, તમે તેહના તાત;
યોગ્ય પૂજવા જગતને, ગુરૂ મહા ગુરૂ વિખ્યાત.
તવ સમાન કો બીજો નથી, ત્રણે લોક મોઝાર,
તો અધિક તે ક્યાં થકી, તવ મહિમા નહિ પાર. ૭૩

તે માટે કાયા કરી, પ્રણમીને સ્વામીન,
સ્તુતિ કરવાને યોગ્ય છો, તમને કરૂં પ્રસન્ન;
દેવ પિતા જ્યમ પુત્રનો, સખા સખાનો જેમ,
સ્ત્રીનો સ્વામી જેમ સહે, ક્ષમાપરાધ સહો તેમ. ૭૪

અદૃશ્ય પૂર્વે એ રૂપને, દેખું તો હરખું દેવ,
ભય એ મનમાંહિ વ્યથા, વળી ઉપજે એવ;
જગન્નિવાસ થાઓ પ્રસન્ન, સર્વાત્મા સર્વેશ,
તે સ્વરૂપ તો તમ તણું, દેખાડો દેવેશ. ૭૫

મુકટ શીર અને ગદા, ચક્ર હાથમાં જેહ,
એહવું રૂપ તો તમ તણું, ઈચ્છું જોવા તેહ;
હે સહસ્ત્ર બાહો અને વિશ્વમૂર્તે હવે જ્યમ,
ધરો ચતુર્ભુજ રૂપને, પ્રગટ પૂર્વે ત્યમ. ૭૬

દુહા

કુપુત્રના અવગુણ સહી, પિતા કરે જ્યમ લાડ,
ત્યમ અપરાધ ક્ષમા કરી, હવે શાંત રૂપ દેખાડ;
આશ્ચર્ય અતિ દેખીને, ભય પામ્યો હું તેહ,
કૃપા કરી મુજ દાસને, શાંત કરો પ્રભુ એહ ૭૭

॥ શ્રી ભગવાનુવાચ ॥

હે અર્જુન મેં પ્રસન્ન થઈને, આ ઉત્કૃષ્ટ અનુપ,
આત્માને યોગે થકી, દેખાડ્યું તે રૂપ;
ન અંત આદિ તેજોમયી, વિશ્વ રૂપ તેં જેહ,
તૂ પહેલું દીઠું નથી, બીજે કોઈએ તેહ. ૭૮

વેદ યજ્ઞ અધ્યયન અને, દાનેથી તે કોય,
ક્રિયા કરે અને વળી, ઉગ્ર તપસ્વિ હોય,
તિર્થ વ્રત જપે ફરી, એ રૂપ જોવાયે નહિ,
તે તે ત્રેલોક્યે મુજ કૃપાયે, પ્રગટપણે પેખ્યુ સહી ૭૯

કુરૂ પ્રવીર તુ વિના અવર, મનુષ્ય લોક મોઝાર,
જોવાને સમરથ નહિ, અહેવો: હું નિરધાર,
ઘોરરૂપ આ માહેરૂં, દેખીને અર્જુન,
મૂઢ ભાવમા થાશ ને વ્યથા, મા પામીશ મંન. ૮૦

નિર્ભય થઇ સતોષ પામતો, અહેવો તો તું જેહ,
નિરખ્ય તે રૂપ માહારૂ, ફરી આગે હતુ તેહ,

॥ સંજય ઉવાચ ॥

નિજરૂપ સ કેવીને, સુદરરૂપ ધર્યું તે વાર,
દિવ્ય ચક્ષુ ખેચીયા ચર્મચક્ષુએ જુએ સાર. ૮૧

અર્જુનને કૃષ્ણે પછી, કહ્યુ પ્રકારે એહ,
દેખાડયુ પોતાતણું ફરી રૂપને તેહ.
મહાઆત્મા જેહનો થઇને સૌમ્ય શરીર,
આશ્વાસન આપે તદા, ભયભીત જે વીર ૮૨

॥ અર્જુન ઉવાચ ॥

હાળફેર દોહરો.

સૌમ્ય રૂપ માણુસનું જેહ, દેખીને જનાર્દન તેહ;
હમણા પ્રસન્ન થયુ તે ચિત્ત, ઠેકાણે આવી મમ મત્ય ૮૩

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

### ચોપાઇ

જ્ઞાન ચક્ષુ ગયા મુજ ફરી, સૌમ્ય રૂપે દ્રષ્ટિ તુજ ખરી,
જોવા સરખુ અત્ય અનુપ, દીઠુ જે તે માહારૂ રૂપ ૮૪

નિત્યે જોવાને તે એવ, આકાક્ષા કરે છે દેવ
વેદેને તપે આચરી દાને ને વળી યોગે કરી ૮૫

યોગ્ય નહિ કો જોના તેહ, તે દીઠો તો હુ ની જેહ,
નિષ્કામ ભક્તિ તે આચરી, મુજને જોયો તે જ્ઞાને કરી ૮૬

ભકિત અનન્ય ભાવ જે ધરી, અર્જુન મુજને તત્વે કરી,
જાણુવા જોવા ઇચ્છે જેહ, પ્રવેશ કરવા સમર્થ તેહ ૮૭

વાસના રહીત કર્મ આચરે, મ્હારે વિષે સમર્પણુ કરે,
હે અર્જુન જે ભકત કહેવાય, દુષ્ટ સગથી અળગો તે થાય ૮૮

પ્રાણી માત્રને વલ્લભ જેહ, મ્હારા ભકતના લક્ષણુ એહ,

### ॥ પૂર્વ છાયો ॥

કર્મ કરે હુ નિમિત્તને, તજે સુતાદિક સગ,
ઉત્કૃષ્ટ એક મુજને ગણે, માહારો ભકત અભગ,
પ્રાણી માત્રમા કોઇશુ, વૈર ન રાખે જેહ,
હે પાડવ એહવો થકો, મુજને પામે તેહ ૮૯

દાસ હવે અધિ દેવા સકલ, થાવા પરમ પુરૂષનો ભક્ત;
યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, વિશ્વ દર્શન અગિયાર અધ્યાય ૯૦

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे विश्वरूप दर्शनो नाम
एकादशोऽध्यायः ॥ ११ ॥



## ભગવદ્‌ગીતા અધ્યાય-૧૨

### ।। અર્જુન ઉવાચ ।।

અર્જુન કહે સાંભળો મહારાજ, આપ કૃપાએ સર્યાં મુજ કાજ;
એમ નિરંતર યોગે યુક્ત, તમને અક્ષર ને અવ્યક્ત. ૧

આરાધે અને ભક્ત પણ ધાય, શ્રેષ્ટ કિયો તે એ બે માંય;
સ્વામી ભક્ત તમારા કહેવાય, કોણ લક્ષણે તે ઓળખાય. ૨

### ।। શ્રી ભગવાનુવાચ ।।

વળતાં વચન કહે ભગવાન, મ્હારા ભક્ત કરે મુજ ધ્યાન;
યોગી પરમ જે શ્રદ્ધા ધરી, મન આવેશ હું માંહે કરી. ૩

મુજ વિષે મન રાખે આસક્ત, એહેવા હોય તે લહો મમ ભક્ત;
ઉપાસના જે માહારી કરે, માહારે મન તે યોગી શીરે. ૪

પર્મ પ્રેમે દૃઢ શ્રદ્ધા કરી, હૃદય પ્રફુલ્લિત ભજતા શ્રી હરિ;
જે કો અક્ષરને અસ્પૃષ્ટ, અવ્યક્ત અને કુટસ્થ. ૫

સર્વ વ્યાપી અચલ ચિત્ત ધરી, કરે ઉપાસના આકેરી;
સમ દર્શી જે સઘળે હોય, સર્વ ભૂત હિતકારી સોય. ૬

ઇંદ્રિ નિયમે રાખે જેહ, ભજને મુજને પામે તેહ;
એકાગ્ર વૃત્તિ ધરી કર્મ કરે, અહં વૃત્તિ ન મનમાં ધરે. ૭

બ્રહ્મ અર્થે બ્રહ્માર્પણ મતિ, જ્યમ સાધ્વી સેવે નિજ પતિ
અવ્યક્ત આસક્ત ચિત્ત જેહને, ક્લેશ અધીક અર્જુન તેહને ૮

દેહ ધારીને અવ્યક્તની, દુખે ગતિ હોયે તેહની,
જે હોયે દ્રઢ શુ મત પર્મ, મુજને સોંપે સર્વે કર્મ. ૯

અનન્ય ભાવ મન માહે ધરે, મ્હારૂ ધ્યાન ઉપાસના કરે,
જેણે મ્હારે વિષે ભારત, પોતે આરોપ્યા છે ચિત્ત ૧૦

ત્હેને મૃત્યુ સાગર સંસાર, થોડે કાજે કરૂ ઉદ્ધાર,

॥ અર્જુન ઉવાચ ॥

સ્વામી મનની ચંચળ ગતિ, બ્રહ્મ વિષે ક્યમ રહે સ્થિર મતિ ૧૧

॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥

અર્જુન મન ચંચળ કહેવાય, અભ્યાસ યોગે તે વશ થાય,
માહારે વિષેજ, તુ મનને ધર, મ્હારે વિષેજ, બુદ્ધિને કર. ૧૨

અંતે પામીશ મુજને સહી, એ વાતનો સંદેહ નહી,
માહારે વિષે ચિત્ત ધરવા યદા, સમરથ નહિ ધનંજય તદા,
મુજને પામવા કેરી આશ, એમ થકો તુ કર્ય અભ્યાસ ૧૩

જો તુજથી અભ્યાસ ન થાય, તો કર્મ માહાગ ને ધ્યાય,
કરતો કર્મ અર્થે માહારે, સિદ્ધિ હશે પ્રાપ્તી તાહરે ૧૪

આસક્ત હોય એ કરવા વિષે, તો મ્હારે શરણાગત થકે,
આત્માને નિયમમા રાખ્ય, સર્વ કર્મનુ ફળ કર્ય ત્યાગ ૧૫

અભ્યાસ થકી શ્રેય તે જ્ઞાન, જ્ઞાન થકી વિશેષ છે ધ્યાન;
ધ્યાન થકી કર્મ ફલ ત્યાગ, ત્યાગ થકી શાંતિ અનુરાગ. ૧૬

જો કરી ન શકાય અભ્યાસ, કર્મ બ્રહ્માર્પિત ન ધર્ય કો આશ;
સર્વ કર્મ મુને અર્પાય, કર્મ થકી તે છૂટી જાય. ૧૭

તપ તીરથ યોગ ને યાગ, કર્મ કરે પણ ફળને ત્યાગ;
પારથ પ્રત્યે કહે ભગવાન, અભ્યાસ યોગથી ઉપજે જ્ઞાન. ૧૮

જ્ઞાન યોગથી ધ્યાન ઉપજે, ધ્યાન થકી કર્મફળને તજે;
કર્મ ફલ તજે મોક્ષ પામીયે, મોક્ષ થકી ભય ભવને વામીયે. ૧૯

પ્રાણીમાત્રને ન કરે દ્વેષ, નિર્મમત્વ અહંકાર ન રેષ;
તથા મિત્ર ને કરૂણાવાન, ક્ષમાવંતને દુખ સુખ સમાન. ૨૦

યોગી અહર્નિશ સંતોષમાં, દ્રઢ નિશ્ચય નિયમે આત્મા;
મનને બુધ્ધિ રાખે હું માંય, એવો મુજને વ'હાલો સદાય. ૨૧

કોમળ પ્રિય વચન ઉચ્ચરે, સત્ય હિતકારી સૌ શ્રવણે ધરે;
કોને ઉદ્વેગ ન કરે જેહ, પામે ઉદ્વેગ ન કોથી તેહ. ૨૨

દયાયુક્ત રહીત અહંકાર, હું મ્હાઈ નવ્ય કરે લગાર;
હર્ષ શોક ભય ઉદ્વેગથી મુક્ત પ્રિય મુજને સર્વથી. ૨૩

કોઇને ભય ન ઉપજાવે જેહ, કોથી ભય નવ્ય પામે તેહ;
હર્ષ શોકને સરખો લેખવે, આત્મ જ્ઞાન અંતર અનુભવે. ૨૪

દક્ષ પવિત્ર અપેક્ષા રહીત, પક્ષપાત અને દુઃખ વહીત;
પવિત્ર, ઉદાર, વિચક્ષણ જેહ, સુખ દુઃખ દંદાદિ સમ લહે તેહ. ૨૫

સર્વ આરંભ ત્યાગી જેહ, પ્રિય ભક્ત તો મુજને તેહ;
રાગ દ્વેષ મદ વર્જીત સહી, આશા કોની ક્યારે ઇચ્છે નહી. ૨૬

દ્વેષ નહિં હર્ષ નવ્ય ધરે, આકાંક્ષા કે શોચ નવ્ય કરે;
લાભ થયે ન મોહ ઉપજે, હાણ થયે સમમતિ નાં તજે. ૨૭

ત્યાગી શુભ અશુભથી જેહ, ભક્તિમાન પ્રિય મમ તેહ;
શત્રુ મિત્ર વિષે સમ દ્રષ્ટિ, માને અપમાને સમતુષ્ટિ. ૨૮

શીત ઉષ્ણ સુખ દુઃખ સમ સોય, અને નિરાસક્ત જે હોય;
સુખ દુઃખ માંહે વિનય સંતોષ, મુમુક્ષુ ને ન રહે કો રોષ. ૨૯

મૌની નિંદા સ્તુતિ સમાન, જેણે તેણે સંતોષવાન;
આત્મારૂત તે કહેવાય સહી, મ્હારે વિષેથી રહે અળગો નહી ૩૦

નહિં ગર્વ લેશ અભિમાન, સ્વધર્મે દ્રઢ ધીમાન;
અધર્મથી મન અળગું કરે, શ્રદ્ધા યુક્ત સ્વધર્મ આચરે. ૩૧

નવધા ભક્તિએ મુજને ધાય, મ્હારા ભજનથી સંતોષાય;
મુજ ભક્તિ વણ મન નવ ઠરે, મુજને આત્મ નિવેદન કરે. ૩૨

હિંસા અસત પથ વસ્તુ જેહ, કુડ કપટથી રહે અળગો તેહ;
બ્રહ્મચર્ય અધ્યયન નિજ કર્મ, મ્હારા ભક્તના એવા ધર્મ. ૩૩

સ્વદારા ૠતુગામી જેહ, બ્રહ્મચર્ય નર ભણીયે તેહ.
એવા ભક્ત કહાવે જેહ, મ્હારા પદને પામે તેહ. ૩૪

સ્થાનક નહીં બુદ્ધિ સ્થિર હોય, ભક્તિવંત પ્રિય મુને સોય;
હે અર્જુન તું જાણજે તેહ, મ્હારા ભક્તનાં લક્ષણ એહ. ૩૫

ધર્માંમૃત કહ્યું આ જેહ, ઉપાસે તેહેને તો જેહ;
શ્રદ્ધા યુક્ત મત પર હોય, એહેવા ભક્ત પ્રિય મુને સોય. ૩૬

ગોપાલ કૃષ્ણ દયાના ઇષ્ટ, તેથી તે વાણી અત્ય અભિષ્ટ;
યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, ભક્તિ યોગ દ્વાદશ અધ્યાય. ૩૭

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे भक्ति योगो नाम
द्वादशोऽध्यायः ॥ १२ ॥



# ભગવદ્‌ગીતા અધ્યાય-૧૩

## ॥ અર્જુન ઉવાચ ॥

અર્જુન કહે હે વિશ્વાધાર, પ્રકૃતિ પુરૂષનો કહો વિચાર;
હે કેશવ મમ ઇચ્છા એહ, જાણું પ્રકૃતિ પુરૂષ તો તેહ. ૧

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના જાણ, તથા જ્ઞાન ને જ્ઞેય પ્રમાણ;
ક્ષેત્ર રૂપ તે કોણ કહેવાય, ક્ષેત્રજ્ઞ તે કવમ ઓળખાય. ૨

જ્ઞાન કહેવું કહેવાયે જેહ, જ્ઞાને કરીશું જાણવું તેહ;

## ॥ શ્રી ભગવાનુવાચ ॥

હે કૌન્તેય દેહ આ જેહ, ત્ર એવું કહીયે તેહ. ૩

શરીરનો ધરતા છે જેહ, ક્ષેત્ર જ્ઞાની કહીયે સુણુય તેહ.
એમ કરી જાણે દેહને, ક્ષેત્ર જાણ કહીયે તેહને. ૪

દેહ આત્માનો જે વિચાર, એ તે જ્ઞાનજ કહીયે સાર;
સર્વ ક્ષેત્ર માંહે ક્ષેત્રજ્ઞ, તે મુને જાણ્ય તું અર્જુન. ૫

ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ તણું જાણવું, તે જ્ઞાન મારૂં માનવું.

## ॥ પૂર્વ છાયો ॥

જેહેવું છે એ ક્ષેત્રને, સવિકલ્પ રહે છે જેહ,
અને જ્યાંથી ઉપન્યું છે, જે જેહેવું તે તેહ;

તથા વળી ક્ષેત્રજ્ઞનેં તેહનો મહિમા હોય,
સંક્ષેપે તે સર્વને, સાંભળ નેં તું સોય. ૬

॥ ચોપાઈ ॥

ઋષિએ ગાયું બહુ વિધિ કરી, વેદ પ્રથક ભાવ વિસ્તરી;
વેદાંત સૂત્રે બહુ વિધ, વદે, અને દ્રષ્ટાંત વાક્યને વદે. ૭

પંચ મહાભૂત ને અહંકાર, અને બુદ્ધિ માયા વિસ્તાર;
એકાદશ ઇંદ્રિ તો જેહ, ગોચર પાંચ શબ્દાદિક તેહ. ૮

ઇચ્છા દ્વેષ સુખ દુઃખ જે હોય, ચેતન્યે વિકાર તે સોય;
હે અર્જુન એમ વદે ભગવાન, ગુરૂ સેવાએ લહીયે જ્ઞાન. ૯

સંક્ષેપે ક્ષેત્ર તો એહ, વિકાર યુક્ત કર્યું એ તેહ;
માન દંભ ને હિંસા નહીં ક્ષમાવાનને સરલતા સહી. ૧૦

ઉપાસે આચાર્યનેં જેહ, શુચિ સ્થિર નિયમે આત્મા તેહ;
ઇંદ્રિયાર્થે વૈરાગ્ય જેહને, અને અહંકાર નહિ તેહને. ૧૧

બહાર અંદર શુદ્ધ વૈરાગ, આત્મા જીને ઇંદ્રિનો ત્યાગ;
જન્મ મૃત્યુ જરા દુઃખ જેહ, વ્યાધિ દુઃખ દોષ ન દેખે તેહ. ૧૨

સુત દારાદિ અને ગેહને, ન હોય આસક્ત ન સંગ તેહને;
સંસાર ભોગ તે વિષય સમાન, અર્જુન એ તે કહીયે જ્ઞાન. ૧૩

રૂડા ભૂંડાની પ્રાપત્ય, સમાન હોયે જે નિત્યે ચિત્ય;
અનન્ય ભાવ વિષે આદરે, અવ્યભિચારિણી ભક્તિ આચરે. ૧૪

એકાંત સ્થનને સેવે સદા, સભા મનુષ્યની પ્રીત્ય ન કદા;
અધ્યાત્મ જ્ઞાનમાં નિત્યે હોય, દેખે તત્વ જ્ઞાનાર્થ ને સોય. ૧૫

એમ કહ્યું તે તો એ જ્ઞાન, એથી અન્ય તે સર્વ અજ્ઞાન;
જાંણવા યોગ્ય વસ્તુ તે કહીશ, જે જાંણેથી મોક્ષ પામીશ. ૧૬

શુદ્ધ કહું તે સાંભળ વાત, સ્વયં બ્રહ્મને નહિં માત કે તાત;
પર બ્રહ્મ આદિ નહિં જેહને, અને સત અસત નહીં તેહને. ૧૭

તેહને હસ્ત પાદ સર્વત્ર, તેહને સઘળે શિર મુખ નેત્ર;
લોક વિષે સઘળે તે કર્ણ, સઘળે તેહેનું આ આવર્ણ. ૧૮

શોભાવે ઇંદ્રી ગુણ જેહ, સર્વ ઇંદ્રિથી વર્જીત તેહ;
પ્રાકૃત ઇંદ્રિ વર્જીત જેહ, ત્રિગુણાતીત સૌ વ્યાપિ તેહ. ૧૯

નહિં આસક્ત સર્વને ધરે, નિર્ગુણ ગુણના ભોગજ કરે;
સર્વ ભૂતમાં સઘળે વાસ, બાહેર ભીતર સર્વત્ર પ્રકાશ. ૨૦

બાહ્ય અંતર પ્રાણીને દેહ, સ્થાવર ને જંગમ તે તેહ;
સર્વ ગુણનો ભોકતા છે જેહ, દૂર સમીપે રહે છે તેહ. ૨૧

એ ત્યાં જ્ઞાન કહ્યું છે સાર, જ્ઞાને ગુણ ત્યાગે નિરધાર;
સુખ ક્ષેમે કરી જણાયે નહિ, દૂર રહ્યુ ન પામે સહી. ૨૨

ત્રિગુણના વિષય છે જેહ, અમૃત સરખા જાણે તેહ;
ભૂત વિષે થયા નથી વિભાગ, દીસે છે જેમ થયા હોય ભાગ. ૨૩

પોષે અસે ઉપજાવે જેહ, સર્વ ભૂતમાં જાણ.
તે તો તેજસ્વીનું તેજ, અજ્ઞાનથી પર

જ્ઞાન જ્ઞેય જ્ઞાને લહે, સૌના હ્રુદય માહે તે રહે,
ક્ષેત્ર જ્ઞાન જ્ઞેય તે જેહ, સક્ષેપે કહું તો તેહ ૨૫

મ્હારો ભક્ત એમ જાણે સોય, મુજ ભાવ પામવા યોગ્ય તે હોય,
પ્રકૃતિ પુરૂષ બે તો એહને, અનાદિ જાણ્ય એ તુ તેહને ૨૬

વિકાર સર્વ ને ગુણ તો જેહ, પ્રકૃતિ થકી ઉપજ્યા તેહ,
જીવ તણા ગુણ કહીયે જેહ, એનો નિશ્ચાર કહુ છુ તેહ ગ૭

પ્રકૃતિને સજોગે રહી, પ્રકૃતિના ગુણ ભોગવે સહી,
સયોગ માટે ગુણ કહેવાય, વસ્તુત તત્વે તે ના લેપાય ૨૮

સ્ફાટિક મણીના ગુણ કહેવાય, જેના સાથે તે ત્હેના થાય,
કાર્ય કારણ કર્તા તણુ, મહત્ પ્રકૃતિ એમ મુનિએ ભણ્યુ ૨૯

કર્તા હર્તા એક પુરૂષ પુરાણ, એવો મર્મ અર્જુન તુ જાણ
જીવાત્મા પરમાત્મા એહ વસ્તુત તત્વે એકજ તેહ ૩૦

એ જ્ઞાન જ્યા લગી આવે નહિ, ત્યા લગી પશુવત જાણો સહી,
સુખને દુખનો ભોગી જેહ, પુરૂષ એમ કરે છે તેહ ૩૧

પુરૂષ પ્રકૃતિ આધારે રહે, પ્રકૃતિજ નિત્ય ગુણ ભોગજ ગ્રહે,
શુભાશુભ યોનિ જન્મ જે હોય, ગુણ સગને કારણ સોય ૩૨

ભરતા ભોકતા આ દેહમા, પરમ પુરૂષને પરમાતમા,
સર્વ વસ્તુ દેખાડી તેહ, મે તે કહ્યો પરમેશ્વર તેહ. ૩૩

સર્વ કર્મ તે પ્રકૃતિ ભેદ, આત્મા અજાણો અભેદ અછેદ,
પ્રકૃતિને આશ્રીને જેહ, પ્રેરી કર્મ કરાવે તેહ ૩૪

જે કો એમ પુરુષને લહે, પ્રકૃતિને ગુણુ સંગે કરે;
તે જો વિધિ સર્વે પરહરે, તોહે જન્મ ફરી નવ્ય ધરે. ૩૫

આત્માએ આત્મામાં હોય, ધ્યાને આત્મા દેખે સોય;
પરમાત્મા આત્મામાં હોય, ધ્યાને કરી આત્માને જોય. ૩૬

સાંખ્યે ને યોગે કો અન્ય, કર્મ તણે યોગે કો ભિન્ન;
બીજા કોઇ અજાણે કરી, અન્ય કોઇથી શ્રવણે ધરી. ૩૭

ભાવ થકી ઉપાસન કરે, શ્રવણુ માત્રે તે ઉદ્ધરે;
સ્થાવર ને જંગમ જે કોય, પ્રાણી માત્રની ઉત્પત્તિ હોય. ૩૮

ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ કર્યાં તે જેહ, ભરતર્ષભ યોગે તે તેહ;
સર્વ ભૂત માહારે સમાન, પરમેશ્વર જે પર્મ નિધાન. ૩૯

નાશે નાશ ન થાયે જેહ, તેનુ જાંણે દેખે તેહ;
સઘળે રહ્યો સમ ઇશ્વર જેહ, સમાન તેહને દેખે તેહ. ૪૦

હણે ન આત્મે આત્માં જદા, પ્રાપ્તી હોય પરમ ગતિ તદા;
કર્મ કરે તે કર્ત્તા પ્રકૃતિ, દેખે એમ કર્મની વ્યક્તિ. ૪૧

કર્ત્તા નહિં કાંઇ આત્મા એહ, એમ દેખે તે દેખે તેહ;
પૃથક ભાવ પ્રાણીનો જેહ, એક સામટો દેખે તેહ. ૪૨

તેહ થકી દેખે વિસ્તાર, તદા બ્રહ્મ દેખે નિરધાર;
પરમાત્મા અવ્યય છે એહ, અનાદિ નિર્ગુણ માટે તેહ. ૪૩

રહે કૌંતેય શરીરજ માંય, કરતા છતાં તે નાં લેપાય;
પંડ બ્રહ્માંડે વ્યાપ્યો છે સહી, વસ્તુતઃ તત્વે કાંઇ બંધન નહીં. ૪૪

સર્વે વ્યાપક જેમ આકાશ, સૂક્ષ્મ છતાં કયોં ન પડે પાસ;
જ્યમ આકાશ નિરંતર વાસ, સઘળે દિનકર કરે પ્રકાશ. ૪૫

ત્યમ આત્મા વ્યાપક કરી જાણુ, જરા મૃત્યુ નહીં લાભ કે હાંણ;
તેમ સર્વના દેહમાં રહી, આત્માને લેપાયે નહી. ૪૬

આ સમગ્ર લોકનેં જેમ, કરે પ્રકાશ સૂર્ય એક તેમ;
ભારત સર્વ શરીર તો એહ, કરે પ્રકાશ આત્મા તેહ. ૪૭

તે નર જ્ઞાની કહીયે વેદ, પ્રકૃતિ પુરૂષના જાણે ભેદ;
પ્રકૃતિ માયાનો વિસ્તાર, આત્મા અળગો રહીત વિકાર. ૪૮

એમ કરી નર જાણે જેહ, માયા રહીત જાણજ્યો તેહ;
જે કો જ્ઞાન નેત્રે કરી, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ જ્ઞાન ચિત્ત ધરી. ૪૯

ભુત પ્રકૃતિ જુકિત લહે જેહ, પરમ મોક્ષને પામે તેહ;
દયો દાસ લહી કરૂણા કરી, તેણે કાવ્યે કથા ઉચ્ચરી. ૫૦

યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ ત્રયદશ અધ્યાય. ૫૧

**इति श्रीमद भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे क्षेत्र क्षेत्रज्ञ निर्देश योगो नाम त्रयदशोध्यायः ॥ १३ ॥**



રજોગુણ છે રાગાત્મક સોય, તૃષ્ણા સંગે ઉત્પત્તિ હોય;
હે કૌંતેય પ્રાણીને દેહ, સંગ કર્મને બાંધે તેહ. ૯

તમો ગુણ અજ્ઞાનથી થાય, પ્રાણી માત્રને મોહ ઉપજાય;
પ્રમાદ આલસ નિદ્રા ધરે, ભારત ત્હેને બંધન કરે. ૧૦

મોહ નિદ્રાને આળસ જેહ, તમો ગુણે તો બંધાયો દેહ;
સત્વ ગુણે જે દેહ બંધાય, કાલાદિકનો સ્પર્શ ન થાય. ૧૧

સત્વ ગુણથી જ્ઞાન ઉપજે, જ્ઞાન યુક્ત થઇ મુજને ભજે;
સત્ત્વગુણ સુખને મેળવે, રજોગુણ કર્મને અનુભવે. ૧૨

રજોગુણે કરી લોભ ઉપજે, લોભ થકી હરિ સેવા તજે;
જ્ઞાનને ઢાંકી ભારત, તમઃ પ્રમાદમાં પ્રેરે ચિત્ત. ૧૩

તમો ગુણે ઉપજે અજ્ઞાન, અજ્ઞાન તે તો નરક સમાન;
ઘટી જાય રજ તમ ગુણ યદા, ભારત સત્ત્વ વૃદ્ધિ હોય તદા. ૧૪

તમ ને સત્ત્વ ઘટે રજ હોય, ઘટે સત્વ રજ તમ તે સોય;
શ્રોત્રાદિ દ્વારાએ યદા, પ્રકાશ હોય આ દેહે તદા. ૧૫

અને જ્ઞાનનો સંભવ હોય, જાણે સત્ત્વ ગુણ પ્રગટયો સોય;
ભારત લોભ પ્રવર્તે તે જેહ, અને કર્મ આરંભ વળી તેહ. ૧૬

તથા અસમ ઇચ્છા તો મોય, રજોગુણ વૃદ્ધે એ તે હોય;
અ વિવેક અનુદ્યમ જેહ, અને પ્રમાદ મોહ તો તેહ. ૧૭

તમો ગુણ વધે હોય તે યદા, કુરૂ નંદન એ ઉપજે તદા;
જ્યારે સત્ત્વ ગુણ વૃદ્ધિ હોય, અને શરીર તજે તે કોય. ૧૮

તે વારે ઉત્તમ નિર્મલ જેહ, એહેવા લોકને પામે તેહ;
રજો ગુણ વિષે નાશ જ્વ હોય, કર્મી લોકે જન્મે સોય ૧૯

નાશ થાય તમોગુણમા જદા, પશુ યોનિમા ઉત્પત્તિ હોય તદા,
સાત્વિકનુ ફળ નિર્મળ જેહ, સુકૃત કર્મને કહીએ તેહ ૨૦

રજોગુણનુ ફળ ને દુખ હોય, તમો ગુણે અજ્ઞાન ને સોન,
સત્વ થકી તો હોયે જ્ઞાન, રજે ગુણે લોભને માન ૨૧

તમો ગુણે અજાન ઉપજે, મોહ પ્રમાદ ભાવને ભજે,
ઉત્તમ મધ્યમ અધોગતિ જેહ, ત્રિગુણના કારણ છે તેહ ૨૨

સત્વગુણી તે ઉચા જાય, રાજસી મધ્યે સ્થિર થાય,
નીચ ગુણે આશ્રયા જેહ, નીચા જાય તામસી તેહ ૨૩

દેખે દેખનાર જવ જન, કર્ત્તા ગુણેથી આત્મા ભિન્ન;
ત્રિગુણાતિત અહેવા જે જન, જન્મ મરણ રહિત પાવન ૨૪

ગુણથી પર એમ જાણે જેહ, મારાગ ભાવને પામે તેહ,
દેહ ભ્રાત ત્રણ્યે ગુણ જેહ, તેહને અતિક્રમી દેહી તેહ ૨૫

દુઃખ સુખ જરા મૃત્યુને જન્મ, તેથી મુક્ત તે પામે પદ પર્મ,

॥ અર્જુન ઉવાચ ॥

કીયે ચિન્હે કરી પ્રભુ હોય, ત્રિગુણ અતિક્રમે એહવો હોય. ૨૬

અર્જુન કહે ત્રિભોવન રાય, ત્રિગુણાતીત તે કયમ ઓળખાય;
કોણ આચાર ઉપાય તે જેહ, ત્રણ્યે ગુણો અતિક્રમે તેહ ૨૭

॥ શ્રી ભગવાનુવાચ ॥

પ્રકાશ પ્રવૃત્તિમા કે પાડવ જેહ, ત્રણ્યે ગુણે ઉપજ્યા તેહ;
તેહને દ્વેષ કર દુખ વહી, નિવૃત્યે સુખ આકાંક્ષા નહી ૨૮

રહે તટસ્થની પેઠે થઇ, ગુણે કરી ચળે તે નહી,
વર્તે ગુણ તણો સ્વભાવ, એમ રહે અચળ સ્થિર ભાવ ૨૯

હર્ષ શોક છે તેને સમાન, સુવર્ણ લોહ કાષ્ટ પાષાણ,
સુખ દુઃખ સમ સ્વચ્છ ચિત્ત રહે, લાષ્ટ કાંચન સમ લહી ના ચહે. ૩૦

ઢેખાળો ને કાંચન એ સમ લહે, દૃઢ ભાવને સમ્યક દહે,
વાહાલો અણવાહાલો સમ હોય, સમ નિંદા સ્તુતિ ધીરા હોય ૩૧

અર્જુન એણે જ્ઞાને કરી, સઘળે વ્યાપક દેખે હરિ;
શત્રુ મિત્ર ગણે ઉભય સમાન, સ્તુતિ નિંદા નહિ માન અપમાન. ૩૦

ગુણ ધર્મે કરી થાય પ્રવર્ત, ગુણ દોષથી સદા નિવર્ત,
સર્વ આરંભે ફળને તજે, નિશ્ચળ ભક્તિએ મુજને ભજે. ૩૩

સર્વાંગે પરિત્યાગી હોય, ગુણાતીત તે કહીયે સોય,
બ્રહ્મ ભુત થઇ મુજને ધાય, તે તો ત્રિગુણાતિત કહેવાય ૩૪

અવ્યભિચારિણી ભક્તિ આચરે, એમ થકો મમ સેવા કરે,
ગુણને ઉલ્લંઘીને તેહ, પામે મોક્ષ વિના સંદેહ ૩૫

નિર્ગુણ ભક્ત મ્હારા નિજદાસ, સદા માયાથી રહે ઉદાસ,
અમૃત ને અવ્યય તે જેહ, ધર્મ રૂપ સનાતન તેહ ૩૬

અનંત એકાંતિક સુખ જે કહ્યું, એહેવા બ્રહ્મની પ્રતિષ્ઠા હું,
દાસ ધ્યાને કરી હરિ મેહેર, તેણે લહી અધ્યાયની પેર ૩૭

યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, ગુણ વિભાગ ચૌદમો અધ્યાય ૩૮

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे गुणत्रय विभाग योगो
नाम चतुर्दशो ध्यायः ॥ १४ ॥

## ભગવદ્‌ગીતા અધ્યાય-૧૫

॥ પૂર્વ છાયો ॥

બ્રહ્મ રૂપી મૂળ છે ઉંચું, ભવ રૂપી અશ્વત્થ;
શાખા હેઠી તેહની, બ્રહ્માદિક જે કુચ્છ;
વેદ પત્ર તો તેહનાં, તેહ ન જાણે જેહ,
વેદ તણા તો અર્થને, પ્રીછે સર્વે તેહ. ૧

ઉંચી નીચી તે તણી, બ્રહ્માદિક જીવાદિ,
શાખા વાધી છે ગુણે, વિષય પ્રવાહ શબ્દાદિ;
મનુષ્ય લોક માંહે ઘણાં, કર્મ બંધ તે જેહ,
મૂલથી અનેક પ્રકારનાં, પ્રસર્યાં છે તે એહ. ૨

અને રૂપ તે એહનું, પામી ન શકે કોય,
આદિ અંત પણ નવ જડે, રહે કયમ તે સોય;
દ્દઢ મૂલ અશ્વ ત્યમે, અહંકાર માયાય,
એહ અસંગને શસ્ત્ર બળે, તે તો: છેદ્યૂં જાય. ૩

પછી ખોળવું પરમ પદ, જેહનો મહિમા એહ;
ફરી ન આવે ભવ વિષે, જે પદ પામ્યા તેહ.
ભક્તિ કરી જાવા શરણ, મનમાં કરે વિચાર,
પ્રસરી છે જે પુરુષથી, પ્રવર્ત્યો જેણે સંસાર. ૪

અહંકાર ને મોહ રહિત, સંગ હોય જીત સોય,
આત્મજ્ઞાનેં પરૂત્તનેં, કામ નિવર્ત્યો હોય;
દ્વંદ ભાવ સુખ દુઃખથી, મુકત હોય તે જેહ,
અવ્યય પદ પામે સહી, એહેવા જ્ઞાની તેહ. ૫

## ચોપાઇ

અનંત કૃપા અર્જુનને કરી, સંસારનું રૂપ કહે શ્રી હરિ;
એ અશ્વત્થ નામે વૃક્ષ વિશાળ ઉંચા મૂળ ને નિચાં ડાળ. ૬

શ્રીધર સ્વામી કરે વિસ્તાર, એક દેહ બીજો સંસાર;
સંસાર વૃક્ષ તે દેહ પ્રમાણુ, મસ્તક મૂળ પદ ડાળ નિર્વાણુ. ૭

મૂળ સીંચે શાખા પુષ્ટિ થાય, મુખ દ્વારે ઈંદ્રિ સૌ સંતોષાય;
વપુ વૃક્ષ જોતાં વણસી જાય, માટે અશ્વત્થ વૃક્ષ કહેવાય. ૮

દેહ વૃક્ષ વર્ણવ્યું અર્જુન, સંસાર વૃક્ષનું કરૂં વર્ણન;
વિપરિત ગતિ અવળો સંસાર, ચોવીશ તત્વ શાખા વિસ્તાર. ૯

પર બ્રહ્મ મૂળ તે ઉંચું રહ્યું, સંસાર મૂળ તે જે થકી થયું;
દશ ઈંદ્રિ પંચ ભૂત અહંકાર, મહતત્વ માયા બહુ વિસ્તાર. ૧૦

નિગમ પત્ર કહીયે નવ સ્વરે, યુગ્મ ફળ ઉપજે નિસ્તરે;
એ વૃક્ષની ગતિ જાણે જેહ, વેદવેત્તા પુરુષ છે તેહ. ૧૧

વળી તે વૃક્ષને વર્ણવે હરિ, બીજ મૂળિયો બહુ વિસ્તરી;
રાગ દ્વેષ મદ મોહ અહંકાર, કર્મ મૂળનો બહુ વિસ્તાર. ૧૨

દેહ વૃક્ષ થયો નીચા મૂળ વડે, વાર વાર ઉપજે ને પડે,
કર્મ જ્ઞાન શાખા દ્રુમ તણી, ત્રિગુણ પુષ્પની શોભા ઘણી ૧૩

એ દ્રુમનું દર્શન નવ થાય, સંસાર વૃક્ષ છેદ્યો નવ જાય
ન જણાય આદ્ય મધ્ય ને અંત, સંસાર વૃક્ષ મોટું અત્યંત ૧૪

વૃક્ષ છેદવા તણો ઉપાય, કહું વિસ્તારી અર્જુન રાય,
તજવા ગૃહ-ધન-સુત-સુંદરી, અસંગ લક્ષણ આયુધ ધરી ૧૫

બીજું જ્ઞાન ખડગ એવું ઝાલકાર[1], ત્રીજો વિવેકરૂપી તે કુહાર[2],
એવું આયુધથી કીજે પ્રહાર, તો છેદાય મૂળ સહીત સંસાર ૧૬

સંસાર વૃક્ષ સમૂળો ગયો, મુક્તિ પામવા યોગ્ય તે થયો,
જનની જઠર તે પામે નહિ, મમ ચરણે જેની મત્ય સહી ૧૭

જીત્યો મોહ સંસાર પરહર્યો, સર્વોત્તમ ભાવ જડેને ઉર ઠર્યો,
તે સુખ દુઃખે નિવૃત્ત થાય, તે જ્ઞાની પરમ પદમાં જાય ૧૮

અક્ષર બ્રહ્મ ધામ મુજ તણું, અભગતિત પણ દૂર છે ઘણું,
સર્વ પ્રકાશ તેજોમય રવિ, મોટે કળા શશિ પાવક હવિ ૧૯

સંસારમાં તેજ એનું સર્વથી, મુજ ધામે તેજ એ પહોંચતું નથી,
દિનકર ઉગે શશિ તારા મેદ, સ્વય પ્રકાશિત છું ગોવિંદ ૨૦

રવિ શશિનો પ્રકાશિત હુંય, મુજ ધામે પ્રકાશ કરે તે શુંય,
સૂર્ય પ્રકાશ કરે નહિ જ્યહાં, નહિ ચંદ્ર અગ્નિ ત્યાહાં ૨૧

---

૧ ઝળકાર — ગામડામાં પ્રચલીત શબ્દ છે તેનો અર્થ બહુજ તેજસ્વી અને બળવાન એવો થાય છે

૨ કુહાર — કુહાડો

જે પાંમીને ન ફરે કોય, પર્મ ધામ માહારૂં તે સોય;
ન પ્હોચે ગાર્તા વાણી ગુણ ગ્રામ, મન બુદ્ધિ ન તર્કનો ઠામ. ૨૨

અગોચર ધામે તે ન આવે ફરી, નિશ્ચલ પદ સ્થિર કહે શ્રી હરિ;
પારથ મુજને પુછીશ તુંય, ધામ ગયો ન પડે તે શુંય. ૨૩

સત્ય લોક લગીના સર્વે લોક, પ્રાપ્તે પુનરાવર્ત ન રોક;
બ્રહ્મ ભુવનથી પાછો પડે, મુજ પદ પામ્યાને બાધક નાં અડે. ૨૪

ચૌદ લોક પર્યંતનાં ધામ, ત્યાંહાં લગી સૌ માયાનાં ઠામ;
ક્ષર સંજ્ઞીકનાં સર્વે સ્થાન, પ્રકૃતિ જન્યનું રહે છે ભાન. ૨૫

પ્રકૃતિના જીવ માયાથી થાય, મ્હારો અંશ મુક્ત તે માંહ્ય;
વાયુથી પરપોટા જેમ, મુજ માયાથી ઉપજે તેમ. ૨૬

જળ સૂકે નવ સૂકે ભાન, વિશ્વથી અલીપ્ત શ્રી ભગવાન;
લિંગ શરીરનો ભંગ જે કરે, તે મુજ લોક વિષે સંચરે. ૨૭

ઉપજે વણુસે સૌ બ્રહ્માંડ, મ્હારૂં ધામ અભંગ અખંડ;
જીવ લોક વિષે જીવંશ, ભૂત સનાતન માહારો અંશ. ૨૮

પંચ ઇંદ્રિને છઠ્ઠું મન, સ્વભાવે રહ્યાં કરે આકર્ષણ;
વસે શરીરે ઇશ્વર જેહ, મૂકીને વળી જાયે તેહ. ૨૯

ઇંદ્રીનં તે લીધે જાય, કુસુમગંધ વાયુ ને ન્યાય;
સ્થૂલ શરીર પતન જવ થાય, તવ જીવ મન ઇંદ્રિ લેતો જાય. ૩૦

સૂક્ષ્મ દેહમાં પૂરે વાસ, લઇ એકાદશને ચાખે પાસ;
પુષ્પ વાસ લેઇ જાય પવંન, જીવ સાથે કર્મેદ્રિનું ભવન. ૩૧

કર્ણ તથા નેત્રતો જેહ, અને સ્પર્શ ઈદ્રિ તો તેહ;
જીવ્હા નાસા મનને મળી, સેવે છે વિષયને વળી. ૩૨

શબ્દ સ્પર્શ રસ રૂપને ગંધ, એ પાંચ જીવને કર્મ સંબંધ;
છઠ્ઠું મન જીવ સાથે જાય, ત્યમ શરીર પુંઠળ છાયા ધાય. ૩૩

દેહાંતર થાયે ને રહે, ભોજન કરે ઈંદ્રી સંગ ગ્રહે;
દેખે જ્ઞાન ચક્ષુ જે હોય, તેહને મૂઢ ન દેખે કોય. ૩૪

યોગી ધ્યાન પ્રયત્ને તેહ, દેખે આત્મામાં રહે જેહ;
અશુદ્ધ શાંત અભ્યાસી હોય, અજ્ઞાને નવ્ય દેખે સોય. ૩૫

સંશય અર્જુનને થયો મનમાંહ્ય, પ્રગટ આત્મા ન દીસે તે ક્યાંય;
દેહ ઈંદ્રિથી અળગો કેહેવાય, તો શા માટે તે ન પ્રગટ જણાય. ૩૬

શિત ઉષ્ણ સુખ દુઃખ પુન્યને પાપ, દ્વંદ જન્મ જરા સંતાપ;
અંતર મેલ અવિદ્યા અહી, માટે આત્માને તે દેખે નહિં. ૩૭

મ્હારી કૃપા વણ અર્થ ન સરે, જ્ઞાની આત્માનું દર્શન કરે;
પુન્યવાન વિવેકી સત્ય સ્વરૂપ, એવા સાધુ દેખે આત્માનું રૂપ. ૩૮

તીર્થે ન્હાય અગ્નિ પરિક્રમે, વ્રત કરે હિમાલયે દેહ શિત દમે;
થઇ યોગી વનમાં રડવડે, તોહે જીવ સ્વરૂપ ન જડે. ૩૯

જે સમદર્શી સૌને હિતકારી, સદાકાળ કરે ભક્તિ મ્હારી;
તે કરે આત્માનું દરશન, એમ કહે શ્રી જગજીવન. ૪૦

દેહી સર્વેશ્વર દેહનો પતિ, અવિદ્યા આધીન જીવ થયો અતિ,
આત્માતો અનંત સમરથવાન, માયા સંગે થયો દિન સમાન ૪૧

જીવનુ વર્ણન એ રીતે જાણે, મુજ સ્વરૂપ મુ ન મને આણે।
આદિત્યને પામ્યું જે તેજ, અખિલ જગત શોભાવે એજ ૪૨

અને ચંદ્ર અગ્નિમાં જેહ, જાણુ તેજ મ્હારૂ સૌ તેહ
સૂર્ય ચંદ્ર ને દિવ્ય છુ તારા એજ તેજ મે ર્યુ પ્રકારા ૪૩

એ ત્રણ નેત્ર માહાન અર્જુન, શશિ કીરણે સુધા વરસુ પરજન્ય
રવિ કીરણે શોષુ નિરધાર એ મ્હારો મે કર્યો વિસ્તાર ૪૪

પૃથ્વીમા હુ તરૂે કરી, પ્રાણી માત્રને રહ્યો છુ ધરી,
અવનિમા ધૈર્ય ક્ષમા ગુણ ઘણુ, તે ગુણ અર્જુન છે મુજ તણુ ૪૫

દ્રુમ ગિરિ પ્રજાનો ધરે છે ભાર, છે વસુધાને મ્હારો આધાર
ચંદ્ર રસાત્મક છુ સંપદી, પોષુ છુ સર્વે ઔષધી ૪૬

સીંચુ ઔષધી ચંદ્ર રૂપ થઈ, વળી સૌને તૃપ્ત કરૂ અંતરમા રહી
છુ વૈશ્વાનર રૂપે થઇ, પ્રાણી માત્રને દેહે રહી ૪૭

અન્ન મનુષ્ય સુને જાણે તપ, ઉદરમા જઠરાગ્નિ પણ રૂપ
દેહ મધ્યે જઠરાગ્નિ જીવન ચતુર્વિધ અન્ન તે ભોજન ૪૮

યુક્તે પ્રાણુ અપાન પવન, ચ્યાર પ્રકારના પચવુ અન્ન
હુ જ પાચક હુ પાકન ભૂપ, પંચ પ્રાણ વાયુ પણ મ્હારૂ જ રૂપ ૪૯

પ્રાણ અપાન ને વ્યાન ઉદાન, પાચમો વાયુ નામ સમાન
હૃદય સર્વને મ્હારૂ સ્થાન, મુજથી સ્મર્ણ મોક્ષને જ્ઞાન ૫૦

જીવને સુખ દેઉ દેહમા રહી, પણ અબુધ મુજને જાણે નહિ,
સૌને વિષે રહુ છુ એમ, કાષ્ટમા હુતાશન છે તેમ ૫૧

ધર્મ કર્મ જેનું અંત કર્યું, ત્હેને શ્રેષ્ઠ જ્ઞાનનું રૂપ અર્પણું,
હું વેદ જાણવા પ્રમાણ, વેદાન્તકૃત વેદ હું જાણું ૫૨

વેદ કર્તા હું વેદાર્થ જાણું, મુજ દ્વારે મેં કહ્યું મને આણું
આ ચ્યાર શ્લોક સંક્ષેપે કરી, ગુપ્ત વિભુતિ કહે છે હરિ ૫૩

લોકને વિષે પુરૂષ તે બેહ, ક્ષરને બીજો અક્ષર તેહ,
ક્ષરનો કાળે હોય તિરોભાવ, વળી તેહ થાયે દર્શન ૫૪

ક્ષર તે દેહે પ્રાણી વાસ, અક્ષર કેય ન પામે નાશ
અક્ષર બ્રહ્મ ધામ રૂપ એહ, બ્રહ્મ સદન કહે નિર્વિશેષ ૫૫

કાળ પુરૂષ અક્ષર નામ, સર્જને નિત્ય થવાનો ઠામ,
ઉત્તમ પુરૂષ પર તે જેહ, પુરૂષોત્તમ કહીએ તેહ ૫૬

નિર્ગુણ કાળ અજ પર જેહ, અક્ષર કાળાતિત હરિ તેહ,
પ્રવેશ લોક ત્રણેમાં કરે, અવ્યય ઇશ્વર તેહને ધરે ૫૭

ક્ષર જે જગતેથી અતિક્રમ, અક્ષરથી પણ તે ઉત્તમ,
ક્ષર અક્ષર અક્ષરાતિત એહ, તાર તમ્યતા કરના તેહ ૫૮

પર પુરૂષ અક્ષરાતિત શ્રીહરિ, વ્યાપક ને પર નિર્ણય કરી,
લોકોને વેદે તે માટ, પુરૂષોત્તમ છું હું વિખ્યાત ૫૯

નામ રૂપને ભેદે કરી, દ્વૈત પક્ષ કાંઈ લેશ ન જરી,
એકજ બ્રહ્મ અનેક રૂપ ધરી, નિજ મહિમા દાખે વિસ્તરી ૬૦

જે અમૂઢ મુને એમ કરી, જાણે પુરૂષોત્તમને પરી,
નવધા ભક્તિ કરે જે ભક્ત, રહે પુરૂષોત્તમ ચરણે આસક્ત ૬૧

સર્વ સમર્પણે બંધ મુકાય, પુરુષોત્તમ સરખો તે થાય,
હે ભારત જે જ્ઞાને યુક્ત, ભજે તે મુજને ભાવે યુક્ત. ૬૨

હે અનઘ મે આ અત્યંત, કહ્યું ગુપ્ત શાસ્ત્ર તે તંત,
બુદ્ધિવાન એ જાણે હોય, અને કૃતાર્થ હોય નર સોય ૬૩

માયા બીજ સંસારજ તણું, તેથી પુરુષોત્તમ વેગળો ઘણું,
સર્વ વ્યાપક પુરુષોત્તમ જાણો, પર બ્રહ્મ રૂપ હૃદયમાં આણો ૬૪

પુરુષોત્તમયોગ શ્રવણ મહિમાય, મુઢ પણ સુણતાં જ્ઞાનિ થાય,
જેમ સંજીવની વિદ્યા મળે, તેણે કરીને રોગ સૌ ટળે. ૬૫

સાંભળી અર્જુન લાગ્યો પાય, થયો પૂર્ણ પંદર અધ્યાય,
શ્રીધરી ટીકાની લીધી સહાય, જેણે કરી સ્પષ્ટતા થાય ૬૬

પ્રતિ અધ્યાયે અભિવાદન વદે, મન વાંછિત કારજ સૌ સરે,
સચ્ચિદાનંદ સકળ સુખ ધામ, મહા માંગલ્ય શ્રીકૃષ્ણનું નામ ૬૭

ગાતાં સુણતાં અતિ અલ્હાદ, એવો કૃષ્ણાર્જુન સંવાદ;
જીહ્વા એકને બહુ ગુણ ગ્રામ, રચના રચી કહી સુંદર શ્યામ ૬૮

ત્રિગુણ કાલ અજા પર જેહ, દાસ દયાના સ્વામી તેહ,
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, પુરુષોત્તમ યોગ પંદર અધ્યાય ૬૯

इति श्रीमद् भगवद्गीता सुपनिषत्सु ब्रह्म विद्यायां योग
शास्त्रे श्री कृष्णार्जुन संवादे पुरुषोत्तम योगो नाम
पंचदशोध्याय ॥ १५ ॥

---

# ભગવદ્ગીતા અધ્યાય-૧૬

## ।। શ્રી ભગવાનુવાચ ।।

રાગ ચોપાઇ

દૈવી સૃષ્ટિ લક્ષણ મહિમાય, કહે સુણે કરે નિર્ભય થાય,
નિર્ભય ચિત્ત નિર્મળ હોય જ્ઞાન, યોગ ઉપાય કરે ને દાન ૧

દમ, ને યજ્ઞ સ્વાધ્યાયે તે જેહ, તપસ્વીને કો વા નહિં તેહ
જપ તપ યજન અહિંસા તેહ, દયા દાન ને શમ દમ જેહ ૨

હિંસા ક્રોધ ચાડી નવ્ય કરે, સત્ય શાન્ત ઉદારતા ધરે,
શાન્ત સમ મતિએ આનંદ, અવિચળ મન વિષે ગોવિંદ ૩

લજ્જા દયા ભૂતસુ અહી, કોમળ લોભ ચપળતા નહિં,
લોભ ન, વિનયી કોમળનામન, ક્ષમા ધીરજ બુદ્ધિ પાવન ૪

તેજ ક્ષમા ધૈર્ય તે ધરે, શુચિ દ્રોહ માન ન ન કરે,
દૈવી સંપતિ પામ્યો જેહ, ભારત એ મુક્તે હોય તેહ ૫

દૈવી પ્રકૃતિના ગુણ જાણ, એ એંધાણે લક્ષણ પ્રમાણ,
દૈવી પ્રકૃતિ મોક્ષ ઉપાય, જેણે શ્રી હરિ સંતોષાય ૬

આસુરી પ્રકૃતિ દુર્ગુણ એવ, અવશ્ય નરક પમાડે તેહ,
આસુરી સંપતિના જન જેહ, કદી એ મોક્ષ ન પામે દેહ. ૭

અહંકાર દંભ અભિમાન, ક્રોધ કઠોરપણું અજ્ઞાન,
મોહ મત્સર માયા અજ્ઞાન, ગર્વ ક્રોધ લોભ અભિમાન ૮

આસુરી સંપત્ય તે મોય, ભારત એ યુક્તે તે હોય,
મોક્ષ હોય દૈવી સંપત્તે, બંધન તેમ આસુરી મતે. ૯

શોક ન કર્ય પાંડવ કાંઇ ચિત્ત, તું પામ્યો દૈવી સંપત્ય,
આ લોકે છે સૃષ્ટિ માનારી, બે પ્રકાર દૈવી આસુરી ૧૦

કહ્યો વિસ્તાર દૈવી તે જેહ, સુણો પાર્થ આસુરી તેહ,
આસુરી જન પવિત્ર નવ્ય રહે, પ્રવૃત્તિ નિવૃત્તિ ન ન વહે ૧૧

નહિ કાંઇ તેહને શુદ્ધાચાર, અને સત્ય પણ નહિ લગાર,
અસત્યને અપ્રતિષ્ઠિત તેહ, જગત અનીશ્વર કહે છે જેહ. ૧૨

પરસ્પરે ઉપજ્યું કામથી, બીજું શું કહીએ તે કથી,
અલ્પ બુદ્ધિએ દ્રષ્ટિજ ધરે, આત્મા તણા નાશને કરે. ૧૩

જગત ક્ષયાર્થ રિપુ આત્મા જેહ, ઉગ્ર કર્મ ઉપજાવે તેહ,
દુષ્પુરિત કામે આશ્રી, દંભ માન મદ યુક્તે થઇ ૧૪

જે તૃષ્ણાને પાશ બંધાય, કામ, ક્રોધ દોરે સંધાય,
અધર્મની દ્રવ્ય સંચય કરે, અહંતા મમતા મનથી ધરે ૧૫

અપવિત્ર અજ્ઞાની થઇ, પ્રવર્તે અસત વસ્તુને ગ્રહી,
પ્રલય પર્યંત મને વરે, અપરિમિત ચિંતાને કરે ૧૬

કામ ભોગમાં તત્પર રહે, એજ તત્ત્વ એમ નિશ્ચે કહે,
બાંધ્યા શત આશા બંધશું, કામ ક્રોધ ને સંબંધ શું. ૧૭

અહંકાર બળ કામને ક્રોધ, તેહેને આશ્રયે કરે વિરોધ,
કામ ભોગ અર્થ અભિનવા, ઇચ્છે અન્યાયે સંચવા ૧૮

હમણાં જે જે મુજને આ જેહ, પામીશ આ મનોરથ જે તેહ
હું કર્તા ને આ છે મ્હારૂ, અવિદ્યાએ ફરે અંધારૂ ૧૯

હું સમર્થ હું ભોગી સુખી, હું કર્તા હું કુટુંબી મુખી,
આ જે છે ને વળી જે મન, માહારે હશે ફરીને ધંન ૨૦
આ શત્રુને મેતો હણ્યો, બીજા તેહ હણાશે ગણ્યો

હું બળિયો મે માર્યો એહ મુજ સરખો નહી બળીયો તેહ,
ઇશ્વર હું ભોગી હું સિદ્ધ, સુખી બનિમા પરમા નિદ્ધ ૨૧

હું ધનવંત હું દાનેશ્વરી, રહે લક્ષ્મીએ મદ દંભે કરી,
જાતિવંત હું ધનવાન હું સહી, હું સરખો બીજો કો નહી ૨૨

હરખીશ કરીશ દાન ને યજ્ઞ, મોહ્યા એમ અજ્ઞાને મગ્ન,
ભમે બહુ ચિત્તની ચાનમા, વિદ્યા મોહ તણી જાળમા ૨૩

કામ ભોગમાં તત્પર જેહ, અશુચિ નરક પડે છે તેહ,
નમે નહી આત્મા પોતતા, ધનને માન તણે મદ મતા ૨૪

નામ માત્ર યજ્ઞે તે યજે, દંભે વિધિપૂર્વક નહિ ભજે,
અહંકાર બળ દંભ દર્પે ભર્યા, કામ તથા ક્રોધે આવર્યા ૨૫

આત્માને પરદેહે કરી, કરે દ્વેષ નિંદા માહારી,
મ્હારા ભકતનો દ્વેષજ કરે, માગ દાનનો મદ મન ધરે ૨૬

એહેવા ક્રુર દ્વેષ જે ને, હુ સંસાર માહે તેહને,
નાખુ છુ નિરંતર સદાય, અશુભ યોનિ આસુરી માંહ્ય ૨૭

કુંભી પાકાદિ નર્કે પડે તેહ, હુ કર્તા મન જાણે તેહ,
એવા દુષ્ટ અહંકારી ઘણા, તે અધિકારી તે યાતના તણા ૨૮

યોની આસુરી પામ્યા જેહ, મૂઢ જન્મ જન્મ ત્યાં તેહ
અસુર યોનિના ને અંતરે, જ્યાં ત્યાં મ્હારો દ્વેષ કરે, ૨૯

મુજને પામ્યા વિના સદાય, અર્જુન અધમ ગતિએ તે જાય
અવિહિત માર્ગે જે જન ધાય, તેહેવા દુષ્ટ અધોગતિને જાય ૩૦

તે માટે અર્જુન કહુ મર્મ, વિહિત ધર્મના કરજે કર્મ,
આત્મા તણો નાશ કરનાર, ત્રણ પ્રકારનુ નર્ક દ્વાર ૩૧

અર્જુન નર્ક તણા ત્રણ દ્વાર, કામ ક્રોધ અને લોભ અપાર,
એ ત્રય દુર્ગુણથી અળગો થાય, તેહ તજીને મુજને ધાય ૩૨

કામ ક્રોધ લોભ તો જેહ, તજવા તે માટે ત્રણ્ય તેહ
તામસ ગુણથી ઉપજ્યા જેહ, ત્રણ્ય નર્ક દ્વારને સહે છે તેહ ૩૩

ત્રણ્યે નર્ક દ્વારથી કોય, ભારત જે મુકાયો હોય
એ ત્રય દુર્ગુણથી અળગો થાય, તેહ તજીને મુજને ધાય ૩૪

આત્માના શ્રેયને આચરે, ત્યારે પરમ ગતિએ પરવરે
ને મહાસુખ પામે સહી, તેહેને મોક્ષ દેઉ સંશય નહિ ૩૫

શાસ્ત્ર વિધિ છોડીને જેહ, સ્વેચ્છાચારી કેરે તેહ
તેહને સુખને સિદ્ધિ ના હોય, પરમ ગતિને પામે નહિ કોય ૩૬

કાર્યાકાર્ય વિષે તે માટ, તાહારે પ્રમાણુ શાસ્ત્રની વાત;
શાસ્ત્રે વિધાન કર્યું છે જેહ, કરવા યોગ્ય કર્મ છે તેહ. ૩૭

દૈવી આસુરી મતિ કહેવાય, ત્રિગુણ પર દૈવી મહત મહિમાય.
નિર્ગુણ ભક્ત કાંઈ વાંછે નહિ, માટે તે મુજપદ પામે સહી. ૩૮

દૈવી સંપતની બુજ જોડ, દાસ ધ્યાને દીધી જોડ;
તેણે કરી સોળ અધ્યાય, સંપુરણ પદ બદ થાય. ૩૯

જેહનો જોડ વિભાગી હોય, તે જન તે મતિથી ચિત્ત પ્રોય;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, દૈવાસુર સંપત્તિ અધ્યાય. ૪૦

इति श्रीमद् भगवद्‌गीतायां सुपनिषत्सु ब्रह्म विद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे दैवासुर संपत्ति
योगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥



## શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય-૧૭

### ॥ અર્જુન ઉવાચ ॥

રાગ–ચોપાઈ.

જે પુરૂષ શ્રદ્ધાયે કરી, યજે શાસ્ત્ર વિધિ નહિં, પરહરી
તેહને કૃષ્ણજી થાયે શું? અને સત્વ રજ તમ તે કિં શું? ૧

જે જન શાસ્ત્ર રીતને તજે, અશ્રદ્ધાથી તમને ભજે;
તેની કોણ ગતિ કહો શ્યામ, અર્જુને ત્યાં પૂછયું આમ. ૨

### ॥ શ્રી ભગવાનુવાચ ॥

અર્જુન પ્રતિ કહે પુરૂષ પુરાણ, જેહવી શ્રદ્ધા તેહવી ગતિ જાણ;
સહુને સ્વભાવ થકી ઉપની, છે શ્રધ્ધા પ્રકાર ત્રણની. ૩

ત્રણ પ્રકારની શ્રધ્ધા કેવી, સાત્વિક રાજસ તામસી એવી,
સાત્વિકી રાજસી જેહ, અને તામસી સુણ તું તેહ. ૪

ગજા પ્રમાણે સહુને ચિત્ત, ભાગત શ્રધ્ધા છે તે સત્ય;
શ્રધ્ધા રૂપ પુરૂષ છે એહ, જેહને જે શ્રધ્ધા રૂપ તેહ. ૫

સાત્વિક તે દેવતાને યજે, યક્ષ રાક્ષસને રાજસ ભજે,
ભૂત યજે તે તામસ જેહ, તથા પ્રેત ગણને તો તેહ. ૬

આશાથી મહા ઘોર તપ કરે, દેહ દમે ને ફોગટ મરે,
તપે ઘોર તપ તપસી કોય, શાસ્ત્ર વિહિત તે જે નવ હોય ૭

અહંકાર ને દંભે યુક્ત, કામ રાગ ને બલ સંયુક્ત,
ચિત્ત તે વશ નહિ પોતા તણું, દેહ દહીને દુખ દે ઘણું. ૮

મુજને કષ્ટે, અંતર નડે, અસુર ભાવ જાણય તૂ તેહ,
આહાર તણા પણ ત્રણ્ય પ્રકાર, પ્રિય સર્વને છે નિરધાર. ૯

કોમળ અલ્પ મનોહર જેહ, સાત્વિક જન ભુક્તે છે તેહ,
ખાટું તીખું વર્જીત કરે, સાત્વિક વસ્ત વણ ચિત્ત ન ધરે ૧૦

ત્રણ્ય પ્રકારે યજ્ઞ તપ દાન, સાંભળ તેહેના ભેદ વિધાન,
આયુષ્ય સત્વ બળ ને આરોગ્ય, સુખને પ્રીતિ વધારવા યોગ્ય ૧૧

મ્હારી ભક્તિનો કરે સંજોગ, બ્રહ્માર્પિત વણ ન કરે ભોગ,
સ્નિગ્ધ રસાલ સ્થિરતા જે ધરે, સુખદા આહાર સાત્વિક તે કરે ૧૨

ખાટું ખારૂં ઉષ્ણું ઘણું, કડુ તીખું લૂખું દાઝણું,
એ આહારે રાજસ હિત ધરે, તે દુખ શોક અજીરણ કરે. ૧૩

કષ્ટ રોગ ઉપજાવે તેહ, રાજસ ભોજનનું ફળ એહ,
ટાઢું ને નીરસ તે જેહ, ગ ધાતુ નિષિધ્ધ હોય તેહ. ૧૪

ઉચ્છિષ્ટ ને અશુધ્ધ જે હોય, તામસ આહાર કરે તે સોય,
હરિ પ્રસાદ ત્યાગે જે જન, અણ પ્રસાદી કરે ભોજન. ૧૫

વિષ્ણુ ભક્તિથી વિમુખ થાય, તામસ ભોજનનો મહિમાય,
ફલની આકાંક્ષા નવ્ય ધરે, યજાર્થે વિધિ પૂર્વક કરે. ૧૬

દાન યજ્ઞ પણ ત્રિવિધ પ્રકાર, સાત્વિક રાજસ ને અહંકાર,
સત્પાત્ર માગતા દાનજ કરે, યોગ્ય કાળનું પણ સાત્વિક ઠરે ૧૭

યજવું એમજ જાણે જેહ, સાત્વિક ભાવ તે કહીયે તેહ
ફલ રહીત શ્રદ્ધાએ જેહ, સાત્વિક દાન તો કહીએ તેહ ૧૮

પરોપકાર બ્રહ્માર્પણ મતિ, દાનની આશા ન અભિમાનજ ગતિ,
ફળ તણી આશાએ કરી, દંભ અર્થ મન માંહે ધરી ૧૯

સ્વાર્થ બુદ્ધિ યજન કરે દાન, તે તો રાજસ નિશ્ચે માન,
અકાળે કે અશ્રદ્ધાએ જેહ, તામસ દાન કહેવાયે તેહ ૨૦

ભગત શ્રેષ્ઠ યજે એમ જેહ, રાજસ યજ્ઞ જાણુ તું તેહ,
અશ્રધ્ધાથી હોમે જેહ, જપ-તપ-કર્મ કરે સૌ તેહ ૨૧

જે શ્રધ્ધા પૂર્વક હોમે નહિ, તો તે સૌ નિષ્ફળ હોય સહી,
વિધિ પાખે વિના પાત્રે દાન, નહિ મંત્ર નહિ દક્ષિણા વાન ૨૨

શ્રધ્ધા રહીત યજે તે જેહ, તામસ યજ્ઞને કહીએ તેહ
બુધ્ધિ ભ્રષ્ટ ઉપજાવે રોગ, મ્હારી ભક્તિનો કરે વિયોગ ૨૩

પૂજે દેવ ગુરૂ પંડિત વિપ્ર, શમે માર્ગે અને પવિત્ર,
બ્રહ્મચર્ય અહિંસા જેહ, શરીર કરી તપ કહિયે તેહ ૨૪

અન ઉદ્વેગ વાક્ય જે હોય, સત્ય પ્રિય હિતકારી સોય,
વેદાભ્યાસ કરે વળી જેહ, વાણીનુ તપ કહીએ તેહ ૨૫

મન પ્રસન્ન સૌમ્ય મુનિ હોય, આત્માને વશ રાખે સોય
ભાવે શુધ્ધ હોય વળી જેહ, માનસ તપને કહીએ તેહ ૨૬

શ્રધ્ધા યુક્ત કરે જે કોય, ત્રણ્ય પ્રકારનુ તપ તે સોય
એક ચિત્ત, ફલ ઇચ્છા નહિ, સાત્વિક તપ તે કહીએ સહી ૨૭

પૂજા-માન અને સત્કાર, તે અર્થે ને દભ પ્રકાર,
એમ કરે રાજસ તપ સોય, તે તે ચલ વિનાશ કર હોય ૨૮

અવિવેકે જે તપ આચરે, આત્માની પીડાને કરે,
વિનાશ અન્યનો વાન્છે જેહ, તામસનુ તપ કહિયે તેહ. ૨૯

દેવુ દાન એમ કરે વિચાર, વાંછે નહી તે પ્રતિ ઉપકાર,
દેશ કાલ પાત્ર શુભ હોય, સાત્વિક દાન કહીયે તે સોય ૩૦

પ્રત્યુપકાર મન માંહે ધરી, ફલની આકાક્ષાએ કરી,
ક્લેશ પામતો આપે જેહ, રાજસ દાન તો કહીએ તેહ ૩૧

દેશ કાલ ને પાત્ર વિહિન, અને વળી સત્કારથી હીન,
અનગણુનાએ આપે જેહ, તામસ દાન તે કહીયે તેહ. ૩૨

પ્રણુવ તત્ સત્ કહીએ જેહ, બ્રહ્મ ત્રણ્ય પ્રકારનુ તેહ,
વેદ યજ્ઞ ને બ્રાહ્મણુ વર્ણ પૂર્વે એ ત્રણ્યેથી ત્રણ્ય. ૩૩

તે માટે પ્રણુનને મુખ્યજ કહી, બ્રહ્મવાદી નિત્યે સહી,
યજ્ઞ દાન ક્રિયા તપ જેહ, કરે અનેક પ્રકારે તેહ ૩૪

તે કારણે તત્ પદને કહી, મોક્ષાર્થે ફલ ઇચ્છા નહી,
યજ્ઞ ક્રિયા તપને આચરે, દાન અનેક પ્રકારે કરે. ૩૫

શ્રેષ્ટ કર્મ સદભાવે સોય, સત્ શબ્દે ઉચ્ચારણુ હોય,
માંગલ્ય કર્મ પણુ તે એહ, પાર્થ શબ્દ કહીએ તો તેહ ૩૬

યજ્ઞ દાન ને તપની માંહ, તત્પ્રીત્યર્થે તે સત્ કહેવાય;
સત્ એહેવું કહીયે જેહને, કર્મ પણ અર્થે તેહને. ૩૭

હોમ–દાન–શ્રધ્ધા વિણ કરે, તપ તપે ને જે આચરે;
પારથ અસત્ કહીયે તેહને, આ લોક પરલોક સુખ ન ઇચ્છા જેહને. ૩૮

ગુણ શ્રધ્ધા આવર્ણ કેહેવાય, માટે મ્હારી પ્રાપ્તી ન થાય;
શ્રધ્ધા ગુણે ભજે નર જેહ, મ્હારા પદને પામે તેહ. ૩૯

શુધ્ધ સત્વગુણે શ્રદ્ધાએ કરી, અહર્નિશ મનમાં રાખે હરિ;
બ્રહ્માર્પણે નિર્ગુણ થાય, નિર્ગુણ થાવાનો અભિપ્રાય. ૪૦

ત્રિગુણ પરાત્પરે દયે મતિ રંગી, મૂળ સંબંધ રહ્યો અંગાઅંગી;
યોગ શાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય, ગુણ શ્રદ્ધા નામ સત્તર અધ્યાય. ૪૧

इति श्रीमद् भगवद्गीतायां सुपनिषत्सु ब्रह्म विद्यायां
योग शास्त्रे श्री कृष्णार्जुन संवादे त्रिगुण विभाग
योगो नाम सप्तदशोध्यायः ॥ १७ ॥



## ભગવદ્‌ગીતા અધ્યાય-૧૮

॥ અર્જુન ઉવાચ ॥

સ્વામી તમે કહ્યું નિરધાર, મુજ ભકિત વિના ન રહે લગાર;
તો તે ઉદર પોષણ કયમ કરે, ગૃહસ્થાશ્રમી શી રીત્ય આચરે. ૧

॥ શ્રી ભગવાનુવાચ ॥

મ્હારી ભકિત હૃદયમાં ધરે, દેહ અર્થે નિહિનોદ્યમ કરે;
મનથી વિષયે ન હોયે પ્રીત, એ .છે નિરાસકતની રીત. ૨

યથા લાભે સંતોષી રહે, વિષય સુખે આસકત ન રહે;
મનથી વિષયે ન હોયે પ્રીત, એ છે નિરાસકતની રીત. ૩

પારથ પ્રત્યે કહે પુરૂષ પુરાણ, સુખને ત્રિવિધ પ્રકારે જાણ ×

॥ અર્જુન ઉવાચ ॥

મહાબાહો કહું સંન્યાસજ તણું, ઇચ્છા છે જે તત્વ એ સુણું;
અર્જુન કહે સુણો ભગવાન, સન્યાસનું કહો તત્વજ્ઞાન. ૪

હે હૃષીકેશ ત્યાગ પણ જેહ, કેશીમર્દન કહો મુને તેહ;
ત્યાગ તણો જે વિવિધ વિચાર, તે જાણવા મુને ઇચ્છા અપાર. ૫

---

સાડા ત્રણ કડી સુધીની વસ્તુ ભકત કવિશ્રીના હૃદયની વસ્તુ અનાસકત-યોગી ભક્ત-શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ભાવાર્થ આ સાડાત્ર[illegible] કડી આચારમાં મુકનાર-માં આ લક્ષણ હોય.

## ॥ ભગવાનુવાચ ॥

બંધનનું કારણ મુખ્ય મન, વિષયાસકત ન થાય હરિજન;
કામ્યક કર્મ તણો જે નાશ, કવિ કહે છે તે સન્યાસ. ૬

કામ્યક કર્મ સમ્યક હોય નાશ, અર્જુન તે કહીયે સન્યાસ;
જપ તપ તીર્થ યોગને યાગ, ફલાશા તજે તે કહીયે ત્યાગ. ૭

સર્વ કર્મનું ફલ પરિત્યાગ, કરે વિચક્ષણ તે તો ત્યાગ;
પંડિત તણો એક એ મત, કરવું કર્મ કહે દોષ વત. ૮

બીજા કહે યજ્ઞ તપ દાન, ત્યજવાં નહિં એક વિધાન;
બ્રહ્મ પ્રીત્યર્થ નિત્યના કર્મ, તેહ ત્યજે તે વિહિત નહિં ધર્મ. ૯

જ્યાં લગી દેહાનુસંધાન. મહ્ય સુત્રાદિકનું રહે ભાન;
ત્યાં લગી વિહિત કર્મ સૌ કરો, ફલાશા ના ઉરમાં ધરો. ૧૦

કરો કર્મ આવશ્યક સર્વ, અહંતા મમતા નહિં ગર્વ;
ભરતોત્તમ તે ત્યાગજ તણો, મુજ નિશ્ચય કહું તે સૂણો. ૧૧

પુરૂષ માંહે સિંહ મુખ્ય એહ, ત્યાગ પ્રકાર ત્રણ્યનો જેહ;
યજ્ઞ દાનને તપજે ધર્મ; તજવું નહિં કરવું એ કર્મ. ૧૨

યજ્ઞ દાનને તપ તે જેહ, કરે પવિત્ર પંડિતને તેહ;
કરવાં એટલાં કર્મજ સહી, ત્યજી સંગ, ફલ ઇચ્છા નહિ. ૧૩

હે પારથ ઉત્તમ તે એહ, મ્હારો પણ નિશ્ચય મત તેહ;
હવે કહું ચ્યારે વર્ણના ધર્મ, બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શુદ્રનાં કર્મ ૧૪

નિત્ય કરવાનાં પ્રતિદિન કરે, નૈમિત્તિક નહિં રોજ આચરે;
નિમિત્ત કાર્ય પ્રસંગના જેહ, પ્રસંગ આવે કરવાના તેહ. ૧૫

કામ્ય કર્મ બાધક વત્ જાણી, તેહ તજે તેની ધી શાણી
નૈમિત્તિક કર્મ તણો તે ત્યાગ, (પણ) નિત્ય કર્મનો નહિ પરિત્યાગ ૧૬

મોહે ત્યાગ કરે જે કોય, તામસ ત્યાગ તે કહીયે સોય,
કર્મ દેહ ને દુઃખ જે બને, તે ક્લેશ ભયથી જે ત્યજે ૧૭

રાજસ ત્યાગ કહીયે તે સોય, તે ત્યાગનું ફળ નવ્ય હોય,
કરવું કર્મ એમ જાણી મન, કરે કર્મ નિત્યે અર્જુન ૧૮

ફળને સંગ ત્યજીને જેહ, સાત્વિક ત્યાગ કહીયે તો તેહ,
કર્મ શુધ્ધ મદર્પણે થાય, વિદ્વન પ્રતિ ભાગવતે ભણાય. ૧૯

હરિ સેવન રૂપી જે કર્મ, નિર્ગુણતાનો ભાખ્યો છે મર્મ,
આત્મ ધર્મ તો શ્રેષ્ઠ કહાવે, વર્ણાશ્રમ ધર્મ તે તુલ્ય ન આવે ૨૦

દેહ સંબંધી કર્મ તે ગૌણજ જાણો, ભગવદ્ ધર્મ તે શ્રેષ્ટ પ્રમાણો,
અંશના અંશી પરત્વે ધર્મ, નહિ ત્યાગ કદી લહેવો પર્મ ૨૧

જીવાત્માનો નિત્ય સંબંધ, તેહ તજતા નહિં છૂટે બંધ,
હરિ અર્થ વિણુ નહિ આસક્તિ, ત્રિવર્ગ કામના રહિત કરે ભક્તિ ૨૨

જ્ઞાન ભક્તિયુત હરિહિત કાજ, રહેના કર્મ ન કરના ત્યાજ,
તાદાત્મ્યક તન્મય થઇ જાય, દેહાનુસંધી વિસ્મૃત થાય ૨૩

કર્મ તથા ફળ રહેજે ટળે, કરૂ તજુ વિચાર સૌ ટળે,
નિદ્રાવશનો પંખો જેમ, કરમાંથી તે છુટો પડે તેમ ૨૪

પર્મહંસ સમ દ્વૈત ન ભાન, તેહને કર્મની રહે કેમ સાન,
એવાથી કર્મ તજાયે જ્યારે, બાધક રૂપ ગણાય ન ત્યારે ૨૫

પણ કર્મ કરૂં કે છોડું એમ, સંભ્રમ મતિ ઉરમાં રહે વ્હેમ;
તેણે તો કર્મ ત્યજાયજ નહિં, ઉભય પક્ષ સંગતિ લ્યો અહિં. ૨૬

પ્રીતિ કર્મ કુશળે નવ્ય ધરે, કુશળ તણો ત્યમ દ્વેષ ન કરે;
બુધ્ધિવાન સાત્વિક બુધ્ધ જેહ, સંદેહ રહિત ત્યાગીતો તેહ. ૨૭

આત્મ પરમાત્મનો નિત્ય સંબંધ, જ્યમ પુષ્પે સુવાસીત ગંધ;
દૃઢ્ય અશકયથી સંન્યાસી જેહ, જહેવા સદા રહે વન મૃગ તેહ. ૨૮

વસ્ત્ર સ્વરૂપ જે જોગી થાય, વશુ સરખા તે નગ્ન ગણાય;
જ્ઞાન ભક્તિ વણ પશુવત એહ, એવા સંન્યાસી યોગી તેહ. ૨૯

જ્ઞાને મથે ભક્તિ ના કરે, તે તો વ્યર્થ આયુષ્યને હરે;
હરિ ભક્તિ વિણ વિતાવે કાળ, તે પાણી વહ્યા પછી બાંધે પાળ. ૩૦

ત્હેને કૃપા જળ કયાંથી મળે, ભક્તિએ કરી શ્રી હરિ હળે;
હરિ ભક્તિત્યાગી અન્ય શ્રમ કરે, તે પુરૂષોત્તમને નહિં વરે. ૩૧

પ્રેમ ભક્તિવશ પરમાનંદ, એ ન પડે અન્ય સાધન ફંદ;
સાંકળ ભૂલી તાળું મારે, ખાળે દાટા દે દ્વાર ખુલ્લાં ન વિચારે. ૩૨

ભક્તિ રહિતનાં કર્મને જ્ઞાન, કેવળ વ્યર્થ શ્રમ અનુમાન;
નાસ્તિક દુષ્ટ અવનથી જેહ, જનુની જોબન હરવા તેહ ૩૩

લુહાર શ્વાસ ધમણ જ્યમ ધમે, હરિભજન વિના આયુષ્ય નિર્ગમે;
હરિ ભક્તિ વિણ પશુ સમાન, અમૃત ત્યાગી કરે અન્ય પાન. ૩૪

હરિ ગુણ ગાન સુણે જે નહિં, તેના કર્ણ વૃક્ષ કોતર સહી;
હરિ કીર્તન કરે નહીં વાણ, તે જીવ્હા દદુર સમાન. ૩૫

હરિ સ્વરૂપને નમે ન જેહ, મસ્તક નહિ તુમ્બી ફળ તેહ
જે હાથે હરિ અર્ચન ના થાય, તો તરૂની શાખા કહેવાય ૩૬

જે નેત્રે દર્શન કરે નહી, મયુરપીચ્છ ચાંદલાવત્ તે સહી
હરિ દર્શનને ચરણ ના ધાય, જડવત્ તે કહેવાયે પાય, ૩૭

કૃષ્ણ કહે સાભળ અર્જુન, એ મુજ ભક્તિ મહિમા ધર્ય મન
ભક્ત પુરૂષ ચર્ણ સેવે નહિ જેહ, જીવતા છતાં શમનત્ તેહ, ૩૮

હરિગુણ સુણી રોમાંચિત ના થાય, વજ્ર સમ કઠણ હૃદય લેખાય.
તીનતર ત્યાગ ઉદય નહિં જેને, બાધક વૃત્તિ રહે છે તેને, ૩૯

સમ્યક ત્યાગ વૈરાગ્યે થાય, શ્રેષ્ઠ સન્યાસી તેહ ગણાય
સન્યાસી તણા પણ વિવિધ પ્રકાર, વિદ્વત સન્યાસ શ્રેષ્ઠ નિર્ધાર, ૪૦

બ્રહ્મમય વૃત્તિ અખંડીત હોય, તેને કરવુ બાકી ન કોય
મન પર બ્રહ્મ જોડેલુ હોય, તેથી અન્ય ન વૃત્તિ કોય, ૪૧

અયન અખંડિત સિધ્ધ નિરોધ, તેને કર્મનો હોય ન બોધ
અવિછિન્ન મનની ગતિ થાય, પર બ્રહ્મે વળવા કરે ઉપાય, ૪૨

તેના સાધક સન્યાસી જેહ, તેને કર્તવ્યતા રહે છે એહ
દેહ ધારી જે કો કહેવાય, તેણે કર્મ ત્યજ્યા નવ ત્યજાય, ૪૩

મંદ કનિષ્ઠ અધમ અધિકાર, હોય ત્યાહા લગી કર્મ અનુસાર.
ઉત્તમાધિકારી જ્ઞાની હોય, તે પણ કર્મ અકર્મને જોય, ૪૪

કર્મ મર્મને જાણે કોય, તદપિ તે કર્મને કર્તા હોય.
લોક સંગ્રહ અર્થે પણ કરે, આસક્તિ ચિત્તમા ના ધરે, ૪૫

ચિત્ત વૃત્તિની શુધ્ધિ કાજ, કર્મ તણો ઉપયોગી સાજ
અંતઃકરણની શુદ્ધિ થાય, તેહ કર્મ તો વર્ન લહાય, ૪૬

ત્યાગ કરે કર્મ ફળ જેહ, ત્યાગી કહીયે તો જન તેહ
રૂડું ભુંડું મિશ્રિત જેહ, ત્રણ પ્રકાર કર્મ ફળ તેહ, ૪૭

પરલોકે ત્યાગ હીનને હોય, સંન્યાસીને કાંઇ ન સોય
સર્વ કર્મના જે સિદ્ધાર્થ, વેદાંતે તેહના હે પાર્થ, ૪૮

અંત કહ્યો જે એ પ્રપંચ, તેહ તણાં એ કારણ પંચ
શરીરને[1] અહંકાર[2] તે જેહ, તથા અનેક ઇન્દ્રિય[3] તે તેહ, ૪૯

વળી બહુ[4] ચેષ્ટા જે હોય, ભાગ્ય[5] પાંચમું કહીએ સોય
નરવાણી[1] મન[2] ને કાય[3], કરે ન્યાય[4] અથવા અન્યાય[5], ૫૦

કર્મ આરંભ કરે તે જેહ, હેતુ પાંચ તેહના છે એહ
એવા નિર્લેપ આત્મા શુધ્ધ, કર્તા જે દેખે દુર્બુધ્ધ, ૫૧

પુરૂ દુર્મત્ય કહીએ એહ, નથી દેખતા કાંઇ તેહ
અહંકાર કાંઈ નહી જે માંય, તેણે જો આ લોક હણાય ૫૨

કર્તા છતા અકર્તા વત્ થાય, હણતા તેહ ન તે બંધાય
જાણવું જાણ્યા યોગ્ય જાણનાર, પ્રવૃત્તિ કર્મના ત્રણ્ય પ્રકાર, ૫૩

કારણ કર્મને કર્તા જેહ, સંગ્રહ કર્મ પ્રકાર ત્રણ એહ
જ્ઞાન કર્મને કર્તા જેહ, ત્રણ્ય પ્રકાર ગુણ ભેદે તેહ, ૫૪

ગુણની સંખ્યા કહીયે જ્યમ, તેહને પણ સાંભળતા ત્યમ
પ્રથમ સકળ પ્રાણીમાં રહે, તેહને એકે ભાવે લહે, ૫૫

